# હરીફાઇનો ભોમિયો

[ હરીફાને સરળ માર્ગદર્શન ]

લેખક:
મનહરલાલ ચંદુલાલ વ્યાસ
રાણપુર (જી. અમદાવાદ)

મૂલ્ય રૂ. ૧-૪-૦

# હરીફાઇનો ભોમીયો



[ હરીફોને સફળ માર્ગદર્શન ]

દર્શક તથા પ્રકાશક :
મનહરલાલ ચંદુલાલ વ્યાસ
રાણપુર ( કાઠિયાવાડ )

卐

આવૃત્તિ ૧લી — પ્રત ૨૦૦૦

સંવત ૧૯૯૭ — સને ૧૯૪૦

મૂલ્ય રૂ. ૧-૪-૦

ગણતરી વગર કાર્ય કરનાર
કદિ સફળ થઇ શકતો નથી. અને
ગણતરીની સાથે સાહસ ભળે
છે તો તેમાં સફળતા સચોટ બને છે.

મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ
મુદ્રણસ્થાન : સ્વાશ્રય મુદ્રણાલય : રાણપુર

# પરિચય

ચી ભાઈ મનહરે આ પુસ્તક તૈયાર કરીને મને વાંચવા તથા યોગ્ય લાગે તે સુધારો-વધારો કરવા માટે આપ્યું. તેની સાથે માગણી કરી કે મારે આ પુસ્તકનો પરિચય વાચકને આપવો.

આ પુસ્તકનો પરિચય આપવાનો મારો અધિકાર છે એમ હું માનું છું. વર્ષો પહેલાં ઈંગ્લાંડનાં કેટલાંક અખબારોમાં ચિત્ર હરીફાઈ તેમ જ 'ક્રોસ-વર્ડ-પઝલ'ની હરીફાઈ પ્રગટ થતી મેં જોયેલી. તે વખતથી જ તેમાં હું રસ લેતો હતો. ત્યારબાદ 'બહુરૂપી'ના પ્રારંભથી તેના વિશેષ પ્રચારને માટે તેમાં પણ મેં ચિત્ર હરીફાઈ તથા જાત જાતના કોયડાની હરીફાઈઓ રજૂ કરેલી. એ પછી 'બહુરૂપી ડિટેક્ટિવ શબ્દચોરસ' હરીફાઈનો પ્રારંભ થયો. એ વિષયમાં ચી. ભાઈ મનહરે વિગતો આપેલી હોઈ અહીં ચર્વિત ચર્વણની જરૂર નથી.

'બહુરૂપી'માં શબ્દચોરસ હરીફાઈ ચાલૂ થઈ તે પછી એ પ્રકારની પુષ્કળ હરીફાઈઓ જુદા જુદા નામથી શરૂ થયેલી, તે હું જોતો, તેમાં રસ લેતો, તેનો ઉકેલ કરતો, ચી. ભાઈ મનહરની ઉમર વધવાની સાથે તેને પણ એવી હરીફાઈઓમાં રસ પેદા થયો. તે તથા તેના મિત્રો 'જન્મભૂમિ'ના શબ્દવ્યૂહની હરીફાઈમાં રસ લેવા લાગ્યા.

સીન્ડીકેટ એટલે ભાગીદારીમાં પ્રવેશફીના વ્યક્તિગત ઓછા ખર્ચે વધારે પ્રવેશપત્રો ભરી શકાય. અને વધારે પ્રવેશપત્રો ભરવાથી ભિન્ન ભિન્ન વિકલ્પ ચાવીઓના શબ્દોને ફેરવી ફેરવીને જુદાં જુદાં પ્રવેશપત્રોમાં મૂકી, તે માંહેના એકાદા પ્રવેશપત્રને ભૂલ રહીત અથવા ઓછી ભૂલોવાળું બનાવી શકાય.

એ વિચારથી ચી. મનહર ઓછાં પ્રવેશપત્રોમાં વધારે શબ્દો કેવી રીતે ગોઠવી શકાય, તે વિષયમાં મથામણ કર્યા કરતો. તેમાં મારી પણ સલાહ લેતો. હું મારી બુદ્ધિ પ્રમાણે તેની ગણતરીમાં માર્ગદર્શક થતો.

એ રીતે તેણે પ્રાપ્ત કરેલા અનુભવને આધારે આ પુસ્તક તૈયાર કર્યું છે. તેની અંદર તેણે જુદાં જુદાં દર્શનમાં, આપવા યોગ્ય પુષ્કળ માહિતી આપી છે, વિકલ્પ ચાવીઓના શબ્દો કેવી રીતે પ્રવેશપત્રોમાં ગોઠવી શકાય એ દર્શાવનારાં કોષ્ટકો આપ્યાં છે, તેમ જ અમુક રીતે અમુક સંખ્યાનાં પ્રવેશપત્રોમાં એ શબ્દો ગોઠવવાથી તે પ્રવેશપત્ર-માંથી એકાદું પ્રવેશપત્ર બધા ખરાના સંભવમાં અથવા વધુમાં વધુ અમુક ભૂલમાં શા માટે આવે છે, તેની પણ તેણે સમજણ આપી છે.

હરીફાઇમાં રસ અને ભાગ લેનાર બધા હરીફો કાંઇ ઘડાયેલા અને અનુભવી તથા ગણતરીબાજ નથી હોતા. તેમને મુખ્ય મુદ્દાની પૂરી સમજણ પાડવામાં ન આવે તો કેવળ પ્રવેશપત્રોના આપેલા કોષ્ટક ઉપર તેમને શ્રદ્ધા ન બેસે. એટલે એ કોષ્ટકોની સાથે આપેલી સમજણ તથા માહિતી નવા હરીફોને પણ નિઃશંક બનાવનારી અને શ્રદ્ધા ઉત્પન્ન કરનારી લાગશે.

આ કોષ્ટકો અને તેની સમજણ એટલાં સ્પષ્ટ બન્યાં છે કે એ વિષે અહીં વિશેષ પરિચય આપવાની કશી જરૂર રહેતી નથી. પરંતુ હરીફો સમક્ષ એક મુદ્દો સ્પષ્ટ કરવા ઇચ્છું છું.

જો તમે ત્રણ કે ૭ પ્રવેશપત્રો ભરીને મોટું ઇનામ મેળવવાની આશા રાખતા હો તો આ પુસ્તકમાં આપેલાં કોષ્ટકો કદાચ તમને અસરકારક સહાયક નહિ બની શકે. એ માટે તમારે ઓછામાં ઓછાં સોળ અથવા તેથી વધારે પ્રવેશપત્રો ભરવાને તૈયાર થવું જોઇએ.

જેઓ સાધનસંપન્ન હોય તેમને એટલાં પ્રવેશપત્રોની પ્રવેશફી બોજારૂપ ન થાય. પણ બધા હરીફો સાધનસંપન્ન ન હોય. એટલે જેઓ વધારે પ્રવેશફી ખર્ચવાને તૈયાર ન હોય તેવા હરીફો એકત્ર બની, ભાગીદારીમાં પ્રવેશપત્રો ભરે તો તેમને વ્યક્તિગત પ્રવેશફીનું ખર્ચ વધારે ન આવે તથા તેઓ પોતાની ગણતરીનો સફળ બદલો મેળવી શકે.

કેટલાક હરીફોના માનસનો મને અનુભવ છે. તેઓ હરીફાઇમાં કોઇને પોતાનો ભાગીદાર બનાવવાનું પસંદ કરતા નથી. કારણ કે

પોતાની મહેનતના બદલામાં મોટી રકમનું ઇનામ મળે, તેમાં ભાગ પડી જાય એ તેમને પસંદ નથી.

એવા માનસવાળા હરીફો ભાગ્યે જ લાભ મેળવે છે. જ્યારે મોટે ભાગે તેમને ગુમાવવાનું જ હોય છે. ચી. ભાઇ મનહરે જણાવ્યું છે તેમ તે તથા તેના મિત્રો ભાગીદારીમાં આજે લગભગ અઢાર-વીશ મહિના થયા 'જન્મભૂમિ' શબ્દવ્યૂહની હરીફાઇમાં ભાગ લે છે. તે દરમ્યાન તેમને નિષ્ફળતા કોઇક વ્યૂહમાં જ સાંપડી છે, જ્યારે બીજા વ્યૂહોમાં ઓછી-વધુ સફળતા તેઓ મેળવી શક્યા છે.

'બહુરૂપી' શબ્દચોરસમાં પણ કેટલાક હરીફો ભાગીદાર થઇ પોતાની સીન્ડીકેટ બનાવીને ભાગ લે છે, જુદાં જુદાં નામનાં પણ મોટી સંખ્યામાં પ્રવેશપત્રો મોકલે છે, તેમાંના ઘણા હરીફો સરસ ઇનામ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયા છે. એટલે આવી કોઇ પણ હરીફાઇમાં તમે મિત્રોની સીન્ડીકેટ બનાવીને ભાગ લેશો તો વ્યક્તિગત ઓછા ખર્ચે મનધાર્યા પ્રવેશપત્રો મોકલી સુંદર સફળતા સાધી શકશો.

આ નાના પુસ્તકને જુદાં જુદાં દર્શનોમાં વહેંચી નાંખ્યું છે. આવી હરીફાઇથી બિલકુલ અજાણ માણસ પણ પ્રવેશપત્ર કેવી રીતે ભરવું, અમુક વિકલ્પ ચાવીઓના બેઉ શબ્દોને આવરી લેવાં હોય તો કેટલાં પ્રવેશપત્રો ભરવાં પડે, એ બરાબર સમજી શકે તેમ છે. કોઇ પણ ચાવી વાંચીને તેને અનુરૂપ શબ્દ કેવી રીતે નક્કી કરવો તે પણ તેમાં દર્શાવ્યું છે.

કેટલીક વખત તમે પ્રવેશપત્રો ભર્યાં હોય તેનો સાચો ઉકેલ બહાર પડે ત્યારે તમે આશ્ચર્યચકિત બની જાઓ એવું પરિણામ તમારી દૃષ્ટિએ પડે છે. ઘણા હરીફો એ વખતે સંપાદકનો દોષ કાઢવા લાગી જાય છે. તેમના મગજમાં ઉશ્કેરાટ એટલો તીવ્ર બને છે કે જાણે સંપાદકે તેમને ભારે અન્યાય કર્યો હોય, એવું તેમને લાગે છે. પરંતુ જો તેઓ શાંતિથી વિચાર કરે, ચાવીમાં

આપેલા સૂચક શબ્દોને લક્ષમાં લે તો સંપાદકની પાસે પોતે સાચા ઉકેલમાં મૂકેલા શબ્દને વાજબી ઠરાવવા માટે પાગે છે, એવું જણાય આવ્યા સિવાય રહે નહિ.

એવા સૂચક શબ્દો ચાવીઓમાં સાચા ઉકેલને નકકી કરવાના કાર્યમાં મોટો ભાગ ભજવે છે, તે ભૂલવું જોઇએ નહિ.

આ પુસ્તકમાં તો બને તેટલી વધુમાં વધુ વિકલ્પ ચાવીઓના શબ્દોને આવરી લઇ પ્રવેશપત્રો ભરવાની રીતિ બતાવી છે. એ રીતે કરવાથી નિઃશંકપણે તમારા એક પ્રવેશપત્રને 'બધા ખરા' માં લાવી શકાય તેમ છે.

ચી. ભાઇ મનહરે તમામ વિગતો બની શકી તેટલી સ્પષ્ટતા પૂર્વક આપેલી હોઇ, કોઇને કશી પણ મુંઝવણ પડે તેમ નથી.

હું આશા રાખું છું કે શબ્દચોરસ હરીફાઇમાં રસ અને ભાગ લેતા તમામ હરીફોને આ પુસ્તક કાયમનું સાથીદાર, સન્મિત્ર, અને માર્ગદર્શક મંત્રી જેવું બનશે. એની સહાય તમને મોટું ઇનામ મેળવવામાં સફળ બનાવો એમ ઇચ્છું છું.

રાણપુર<br>
તા: ૧૧ : ૧૧ : ૪૦

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

# અ • નુ • ક્ર • મ • ણિ • કા





---

# હરીફાઇનો ભોમિયો

## દર્શન પહેલું

### હરીફાઇનો પૂર્વ ઇતિહાસ

હું નાનો હતો. શાળામાં અભ્યાસ કરતો હતો. તે વખતે 'બહુરૂપી'ની શરૂઆતના વર્ષમાં તેની અંદર ચિત્રમય હરીફાઇ મેં જોઇ હતી. એ હરીફાઇમાં અમે વિદ્યાર્થીઓ બહુ રસ લેતા. દરેક અંકમાં જાણીતી કવિતાની બે લીટી ચિત્રોમાં આપવામાં આવતી. એ ચિત્રો જોઇ, બુદ્ધિ પહોંચાડી, મગજ કસી, પૂરો વિચાર કરીને તેનો ઉકેલ કરવાનો રહેતો.

આવી ચિત્રમય હરીફાઇ તે વખતે સામાન્ય રીતે ગુજરાતી ભાષાના કોઇ સામયિકમાં રજૂ થતી નહિ હોવાથી, 'બહુરૂપી'ની એ હરીફાઇએ ઘણા સાહિત્યરસિકોનું આકર્ષણ કર્યું હતું. એ વખતે ગુજરાતી સામયિકમાં સામાન્ય રીતે કોઇ હરીફાઇ આવતી જ ન હતી. હા, કોઇ કોઇ સામયિકમાં અમુક ગણિતનો કે એવો પ્રશ્ન પૂછવામાં આવતો અથવા તો અમુક ગામના કે કોઇ ભારતીય આગેવાનના નામના છુટા છુટા બે કે ત્રણ અક્ષરોથી થતા શબ્દના અર્થો

આપી, તે ગામ કે દેશનેતાનું નામ નક્કી કરી આપવાની માગણી થતી. તેમાં ઉત્તીર્ણ બનાર અમુકને નાની નાની કીંમતનાં ઇનામ આપવાનું જાહેર થતું.

ત્યારબાદ હરીફાઇનો પ્રચાર વધવા લાગ્યો અને જુદી જુદી વ્યક્તિઓ કે સંસ્થાઓ તરફથી ગામોનાં નામ શોધી કાઢવાની તથા ખાલી ચોરસામાં, જાહેર કરેલા અંકોમાંથી જુદા જુદા આંકડા મૂકીને આડી, ઉભી તથા તીરકસ હારનો અમુક ચોક્કસ સરવાળો લાવવાની ઇનામી હરીફાઇઓ નજરે પડવા લાગી.

ગામનાં નામોની હરીફાઇ તો કેવળ બાલીશતાભરી જ લાગતી હતી.

રામનગર : દામનગર : જામનગર :

એમાં 'મ'–'ગ' અને 'ર' ત્રણ અક્ષરો આપીને એમ જાહેર કરવામાં આવે કે બાકીનાં બે ખાલી ખાનાંમાં બે અક્ષરો મૂકી, ગામનું નામ બનાવો. અમે સીલબંધ કવરમાં રાખેલા ઉકેલની સાથે જે પ્રવેશપત્ર મળતું આવશે તે જ સાચું ગણાશે.

એ રીતે કોઇમાં ત્રણ નામ થતાં હોય. કોઇમાં ચાર કે પાંચ ગામનાં નામ પણ થતાં હોય. હરીફાઇમાં એ રીતે જુદાં જુદાં પાંચ ગામો નક્કી કરવાનાં આપ્યાં હોય. તેમાં હરીફાઇના સંચાલકે નક્કી કરેલું ગામ તમે લખ્યું હોય તો જ તે સાચું ગણાય.

આવી હરીફાઇમાં હરીફોને મગજ કસવાની જરૂર રહેતી નથી, બુદ્ધિનો ઉપયોગ કરવાનો અવકાશ નથી, અલલટપ્પે ગમે તે ગામનું નામ બનાવી દેવાનું હોય છે. તેમાં લાગ્યું તો તીર, નહિ તો તુક્કો!

પરંતુ એનું પરિણામ એ આવ્યું કે આવી હરીફાઇઓ તરફ જનતાનું આકર્ષણ ન થયું, તેમનો રસ ન જામ્યો અને એવી હરીફાઇઓ આપોઆપ અદૃશ્ય થઇ ગઇ.

અને આંકડાની હરીફાઈનું વળી જુદી જ જાતનું પ્રકરણ છે. અત્યારે પણ કોઈ કોઇ આંકડાની ઇનામી હરીફાઇ અખબારોનાં પાનાં પર દૃષ્ટિગોચર થાય છે, પરંતુ અગાઉ તો એવી હરીફાઇઓ પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવતી. તેમાં મોટે ભાગે ચોરસચોરસ ચાર એટલે બધાં મળી સોળ ખાનાનું ખાલી ચોકઠું મૂકવામાં આવતું. તેની સાથે એકથી સોળ સુધીના કિંવા એ રીતે અમુક સોળ અંકો આપવામાં આવતા. પછી હરીફોને જણાવવામાં આવતું કે આપેલા અંકોમાંથી ચોકઠાના ખાલી ખાનામાં ગમે તે અંક મૂકો. એવી રીતે એ ખાનાં ભરી દો કે તેથી આડી, ઉભી અને તીરકસ હારનાં ખાનાંમાં મૂકેલા અંકેનો સરવાળો કરવામાં આવે તો દરેક હારનો સરવાળો અમુક ચોક્કસ અંકનો જ થાય: દાખલા તરીકે અઠાવીશ, બત્રીશ કે છત્રીશનો થાય.

પરંતુ તેમાં એક શરત રહેતી. હરીફાઇના સંચાલકે પોતે એવું ચોકઠું તૈયાર કરી, તેમાં પોતાને યોગ્ય લાગે તે ઠરાવેલો ચોક્કસ સરવાળો થાય એવી રીતના અંકો મૂકી, તે ઉકેલને સીલબંધ કવરમાં રાખી, એ કવર કોઇ બેન્કમાં કિંવા કોઇ અખબારની કચેરીમાં મુકવામાં આવ્યું હોય; તે સાચા ઉકેલમાં જુદા જુદા ખાનામાં મૂકવામાં આવેલા અંક પ્રમાણે જો તમે તે તે ખાનામાં તે તે અંકો મૂક્યા હોય તો જ તમે ઇનામને માટે હક્કદાર ઠરો.

તેમણે જણાવેલો સરવાળો દરેક હારનો થઇ શકે એ રીતે તમે અંકો મૂક્યા હોય, તથાપિ તેમના સાચા ઉકેલના અંકોના અનુક્રમ સાથે તે મળતા ન આવે તો પછી એ સરવાળો તેમણે જાહેર કર્યા મુજબનો થતો હોય તો પણ તમે તે ઉકેલ પ્રમાણે અમુક ચોક્કસ ખાનામાં ચોક્કસ અંકો મૂકેલા નહિ હોવાથી તમને ઇનામનો લાભ મળી શકે નહિ.

અહીં એક દાખલો આપીને સમજાવું: ત્રણ આડી અને ત્રણ ઉભી હાર થાય એવું નવ ખાનાનું ચોકઠું છે. એકથી નવ સુધીના

અંક જાહેર કર્યા છે. તમારે તેમાંથી કોઇ પણ અંક ફરીથી લેવાનો નથી, અને માત્ર આડી તથા ઉભી હારનો સરવાળો પંદર થાય એ રીતે નવ ખાનામાં અંકો મૂકવાના છે.

એવી રીતે અંકો ગોઠવવામાં તમને જરીકે મુશ્કેલી નહિ લાગે. તમે તુરત જ ચોકઠામાં આંકડા મૂકીને ઉભી તથા આડી હારનો પંદરનો સરવાળો લાવી શકશો. જૂઓ:

| | | |
|---|---|---|
| ૩ | ૭ | ૫ |
| ૪ | ૨ | ૯ |
| ૮ | ૬ | ૧ |

આ રીતે ઉભી તથા આડી હારનો સરવાળો પંદર થાય છે. પરંતુ સંચાલકે

| | | |
|---|---|---|
| ૩ | ૪ | ૮ |
| ૭ | ૨ | ૬ |
| ૫ | ૯ | ૧ |

આ રીતે તેમનો સાચો ઉકેલ સીલબંધ કવરમાં મૂકયો હોય તો તમારૂં પ્રવેશપત્ર ઇનામને માટે હક્કદાર ઠરતું નથી.

આમ જો ફેરફાર કરીને દરેક ખાનામાં જુદા જુદા અંક મૂકીને તમે પંદરનો સરવાળો લાવવા ધારો તો તમારે આવાં ઓછામાં ઓછાં ચોવીશ પ્રવેશપત્રો ભરવાં જોઇએ. મને તો લાગે છે કે એથી વધારે પ્રવેશપત્રો જુદા જુદા ખાનામાં જુદી જુદી રીતે અંકો મૂકવાથી પણ થઇ શકે.

આ તો એક દાખલો આપ્યો. જો ૧૬ ખાનાંનો ચોરસ હોય અને વધારે અંકો આપ્યા હોય તો તમારે સંખ્યાબંધ પ્રવેશપત્રો ભરવાં પડે, અને એટલાં પ્રવેશપત્રો ભરો તો જ તે માંહેનું એક પ્રવેશ-પત્ર સીલબંધ કવરમાં મૂકેલા સાચા ઉકેલની સાથે કદાચ મળતું આવે.

એ તો જાણે સમજ્યા, પરંતુ આવી આંકડાના સરવાળાની હરી-ફાઇમાં તમારે મગજને કસવું પડતું નથી, તેમ તમે તમારી બુદ્ધિનો ઉપયોગ કરીને ભરેલું પ્રવેશપત્ર સાચું જ પડશે એવી આશા પણ તેમાં રાખી શકાતી નથી.

એટલે આવી આંકડાની હરીફાઇ પણ વધારે આકર્ષક બની શકી નથી, અને અગાઉ એવી સંખ્યાબંધ સંસ્થાઓમાંથી અત્યારે માત્ર ગણીગાંઠી સંસ્થાઓ જ આંકડાના સરવાળાની હરીફાઇ ચલા-વનારી જોવામાં આવે છે.

## દર્શન બીજું

### શબ્દચોરસની હરીફાઇ

આજથી આશરે પાંચ કે ૭ વરસ પહેલાં મુંબઇથી પ્રકટ થતા ‘ઇલસ્ટ્રેટેડ વીકલી’ નામના સાપ્તાહિકમાં અંગ્રેજીમાં ‘ક્રોસવર્ડ પઝલ’ની એટલે કે શબ્દચોરસની હરીફાઇની શરૂઆત થઇ.

જેઓ આવી હરીફાઇમાં રસ લે છે તેમને આ વિષયમાં બહુ સમજાવવું પડે તેમ નથી. પરંતુ જેઓ આ વિષયથી અપરિચિત છે તેમને એ બાબતની માહિતી આપવાની જરૂર જણાય છે.

આવા ‘ક્રોસવર્ડ પઝલ’ ઇંગ્લાંડનાં અખબારોમાં તો ક્યારનાય શરૂ થઇ ગયા હતા, પરંતુ ‘ઇલસ્ટ્રેટેડ વીકલી’એ હિન્દુસ્તાનમાં અંગ્રેજી વાંચી શકનાર જનતાનું તેની તરફ ભારે આકર્ષણ કર્યું. તે હરીફાઇ અત્યારે પણ ચાલે છે.

તેમાં ચોરસચોરસ બાર-બાર ખાનાં મળી કુલ્લે ૧૪૪ ખાનાં-માંથી કેટલાંક ખાનાંમાં કાળા બ્લોક મૂકીને બંધ કરી દેવામાં આવ્યાં હોય છે. કેટલાંકમાં અંગ્રેજી અક્ષરો મૂકવામાં આવ્યાં હોય છે અને કેટલાક ખાનાં ખાલી રાખવામાં આવ્યાં હોય છે.

એ રીતે ખાલી રાખેલાં ખાનાંમાં અક્ષરો મૂકીને હરીફે આડા તથા ઉભા શબ્દો બનાવવાના હોય છે. પરંતુ તેમાં ગમે તે અક્ષર મૂકીને ગમે તે શબ્દ બનાવવાનો હોતો નથી. ઉભા અને આડા જેટલા શબ્દો બનાવવાના હોય તેના નંબર આપેલા હોય છે અને તે દરેક નંબરવાળા શબ્દની ચાવીઓ, જેને અંગ્રેજીમાં 'કલ્યુ' કહે છે, તે પણ આપવામાં આવેલી હોય છે.

એ ચાવી એટલે એક વાક્ય. તે વાક્ય વાંચી, વિચારીને તેમાં કયો શબ્દ ચોક્કસ થાય છે તે હરીફે નક્કી કરવાનું હોય છે.

'ઇલસ્ટ્રેટેડ વીકલી'નો 'એ ક્રોસવર્ડ પઝલ' ખૂબ લોકપ્રિય થઇ ગયો હતો, અને તેથી તેના અનુકરણ રૂપે ગુજરાતી ભાષામાં પણ શબ્દચોરસની હરીફાઇનો પ્રારંભ થયો હતો.

તેની શરૂઆત પણ મારા પિતાના તંત્રીપણા નીચે ચાલતા 'બહુરૂપી'માંથી જ થઇ હતી. 'બહુરૂપી'ના શબ્દચોરસે ગુજરાતી જનતાનું ખૂબ લક્ષ ખેંચ્યું હતું, અને તેને પરિણામે જુદાં જુદાં સંખ્યાબંધ ગામોમાંથી એવી શબ્દચોરસની હરીફાઇ સેંકડો માણસોએ જુદાં જુદાં નામો રાખીને શરૂ કરી દીધી હતી. પરંતુ તે પણ લાંબો વખત ન ચાલ્યું. કારણ કે કેટલાક હરીફાઈના સંચાલકોને પ્રચાર માટેનાં સાધનો ન હતાં, કેટલાક બિનજવાબદાર સંચાલકો હરીફો પાસેથી પ્રવેશફી લેઇ, તેમને ઇનામો આપવાના અખાડા કરતા. કેટલાક સંચાલકો મોટી રકમોનાં ઇનામો જાહેર કરતા, જ્યારે તેમની પાસે આવેલી પ્રવેશફીમાંથી વ્યવસ્થા વગેરેનું ખર્ચ કાઢીને બાકીની રકમ પણ ઇનામ તરીકે આપવાને બદલે ચાઉં કરી જતા. કોઇ કોઇ વળી જુદી જ યુક્તિ કરતા. તેઓ ઇનામની જાહેરાત કરતા ખરા,

પરંતુ તેમાંથી મોટી રકમનું ઇનામ તો સંચાલકના કોઇ મળતીયાના ગજવામાં એટલે કે છેવટે સંચાલકના જ ગજવામાં જતું.

એ રીતે અપ્રામાણિકતા અને છેતરપીંડીને પરિણામે એવા બિનજવાબદાર હરીફાઇના સંચાલકો તરફ જનતાનો અવિશ્વાસ વધવા લાગ્યો અને હરીફો તેવા સંચાલકો પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગ્યા, તેમણે એવી હરીફાઇઓમાં ભાગ લેવાનું માંડી વાળ્યું. આખરે એ હરીફાઇ–ટોળીઓ ચોમાસામાં ઉગેલા બિલાડીના ટોપની માફક ખરી પડવા લાગી.

અત્યારે તો મુખ્યત્વે મુંબઇના સુપ્રસિદ્ધ દૈનિક અખબાર ‘જન્મભૂમિ’ કાર્યાલય તરફથી ચાલતી ‘ગુજરાતી શબ્દરચના હરીફાઇ’ તથા બહુરૂપી’ કાર્યાલય તરફથી ‘બહુરૂપી ડિટેકટિવ શબ્દચોરસ હરીફાઇ’–એ બે શબ્દચોરસની હરીફાઇઓ ગુજરાતી ભાષામાં દિન પ્રતિદિન વિશેષ લોકપ્રિય થતી જોવામાં આવે છે. ગુજરાતીમાં આવી શબ્દચોરસની હરીફાઇ કાઢનારી બીજી કોઇ સંસ્થા અત્યારે અસ્તિત્વમાં હોય તો તે મારા જાણવામાં નથી.

અગાઉ નિકળેલી અને અત્યારે ચાલતી આંકડાની, ગામોનાં નામની અને એવી બીજી હરીફાઇઓ કરતાં શબ્દચોરસની હરીફાઇ જનતાનું વિશેષ આકર્ષણ કરી શકી છે એ વાત ચોક્કસ છે. શબ્દચોરસની હરીફાઇમાં જે ખાસ વિશિષ્ટતા છે તે બીજી આંકડાની કે એવી હરીફાઇઓમાં નથી હોતી.

બીજી હરીફાઇઓને લગભગ લોટરી જેવી ગણી શકાય; જ્યારે શબ્દચોરસની હરીફાઇમાં તો ભાગ્ય ઉપર આધાર રાખવાનો પ્રશ્ન જ નથી. તમારી સમક્ષ રજુ થયેલી ચાવીનો તમે પુરો વિચાર કરી શકો છો, એ ચાવીના ઉંડાણમાં ઉતરીને તેની અંદર આપેલા સૂચક શબ્દોનું મહત્ત્વ સમજી શકો છો, અને પછી તેને અનુસરીને તમે જે શબ્દ પસંદ કરો તે સાચો પડયા વગર રહે જ નહિ.

હાં, માત્ર એક મુદ્દો વિચારવાનો રહે છે. શબ્દચોરસમાં આપેલા ઘણાખરા શબ્દો તો સાદા જ હોય છે. એટલે ચાવી ઉપરથી તે તુરત જ સહેલાઇથી નક્કી થઇ શકે છે. પરંતુ તેમાં કેટલાક વિકલ્પ શબ્દો આપેલા હોય છે. એટલે શબ્દચોરસની અંદર જોતાં તથા તેની ચાવી વાંચતાં એ સ્થળે બે શબ્દો તમને સુજે છે. કાંઇ એ બે શબ્દો તો શબ્દચોરસની અંદર મૂકેલા હોય જ નહિ. એટલે પ્રથમ દૃષ્ટિએ તમને સુજેલા બે શબ્દોમાંથી તે નંબરની ચાવીનો બરાબર વિચાર કરીને તમારે એક જ શબ્દ પસંદ કરવાનો હોય છે.

એ એક ચોક્કસ શબ્દ પસંદ કરવાનું કાર્ય કાંઇ સહેલું તો નથી જ. તેમાં આપણે આપણા મગજને ખૂબ કસવું પડે છે, બુદ્ધિને દોડાવવી પડે છે, તર્ક, અનુમાન, આદિનો આશ્રય લેવો પડે છે, અને એ રીતે ખૂબ મહેનત કરીને આપણે પસંદ કરેલો શબ્દ હરીફાઇના સંચાલકે નક્કી કરેલા સાચા ઉકેલમાંથી નિકળશે કે નહિ તે માટે આપણને શંકા પણ રહ્યા કરે છે. એવા પ્રસંગમાં આપણે શું કરવું જોઇએ કે જેથી આપણું પ્રવેશપત્ર તદ્દન ખરૂં નીવડે અથવા તો તે ઓછામાં ઓછી ભૂલમાં આવી શકે.

એ જ વસ્તુ આ ગ્રંથમાં આપને બતાવવાની મારી ઇચ્છા છે. પરંતુ તે પહેલાં એકાદા શબ્દચોરસની ચાવીઓની જો આપણે ચર્ચા કરીએ તો મારે જે કહેવાનું છે–બતાવવાનું છે, તેનો આપને વધારે સ્પષ્ટ ખ્યાલ આવી શકશે. એથી સ્હેજ લંબાણ થશે અને કેટલાક હરીફ-બંધુઓને કદાચ કંટાળો આવશે. પરંતુ હું માનું છું કે જો પ્રત્યક્ષ દૃષ્ટાન્ત રજૂ કરવામાં આવે તો જેમણે આ વિષયમાં હજી હમણાં જ ચંચુપાત કર્યો હોય એવા નવા હરીફો પણ, હું જે યુક્તિ આપને બતાવવા માગું છું તે સહેલાઇથી સમજી શકશે.

ચાવીઓની ચર્ચા માટે હું 'જન્મભૂમિ' કાર્યાલયની 'ગુજરાતી શબ્દરચના હરીફાઇ'નો વ્યૂહ ૩૬મો પસંદ કરૂં છું.



# દર્શન ત્રીજું

## ચાવીઓની ચર્ચા

ચાવીઓની ચર્ચાને માટે 'જન્મભૂમિ'નો શબ્દવ્યૂહ પસંદ કરવાનાં બે કારણો છેઃ (૧) 'બહુરૂપી ડિટેકટીવ શબ્દચોરસ'ના સંપાદક 'બહુરૂપી'ના તંત્રી મારા પિતા હોઇ, જો હું 'બહુરૂપી'ના કોઇ શબ્દચોરસની ચાવીઓની ચર્ચા કરૂં તો કદાચ તેમાં કોઇ હરીફને એમ લાગે કે હું પક્ષપાતને કારણે ચાવીની ચર્ચામાં તટસ્થ રહી શકતો નથી. (૨) 'જન્મભૂમિ'ના શબ્દવ્યૂહની હરીફાઇમાં હું મારા મિત્રોની સાથે સીન્ડીકેટમાં કેટલાક સમયથી ભાગ લઉં છું. તેમાં અમે અમુક સંખ્યામાં પ્રવેશપત્રો ભરીએ છીએ, અને પછી એક નામનાં આઠ કિંવા એક નામનાં ત્રણ પ્રવેશપત્રોના હિસાબે જુદાં જુદાં નામથી અમારાં પવેશપત્રો મોકલીએ છીએ.

અમે આ વિષયમાં જુદા જુદા અનેક અખતરા પ્રવેશપત્રો ભરવામાં કર્યા છે. તેમાં કેટલીક વાર બિલકુલ નિષ્ફળ ગયા છીએ, કેટલીક વાર સાધારણ સફળતા મળી છે, જ્યારે બે-ત્રણ વખત સંપૂર્ણ સફળ પણ બની શકયા છીએ.

એક વ્યૂહમાં અમારી સીન્ડીકેટનું એક પ્રવેશ પત્ર તદ્દન ખરૂં નીવડયું હતું. બે-ત્રણ વ્યૂહમાં અમારાં પ્રવેશપત્રો એક ભુલમાં આવ્યાં છે, તેમ જ બે ભૂલમાં આવ્યાં છે, અને ત્રણ-ચાર ભૂલોમાં પણ આવ્યાં છે. વ્યૂહ ૩૬ માં અમારી સીન્ડીકેટે અમુક પદ્ધતિસર ભરેલાં. ચોવીશ પ્રવેશપત્રો માંહેનાં મારા નામથી ત્રણ પ્રવેશપત્રો ભરાયેલા તેમાંથી એક પ્રવેશપત્ર એક ભુલમાં આવ્યું હતું, અને તે ભૂલ 'બસ' ને બદલે અમે 'બહુ' મુકેલું તેની જ હતી.

આથી મને લાગે છે કે આ શબ્દ-વ્યૂહની મારી ચર્ચા કશા પણ પુર્વગ્રહ સિવાયની અને તટસ્થ છે એમ આપને લાગશે. પ્રથમ અહીં પાછળના પાના ઉપર ૩૬મો શબ્દવ્યૂહ, તે વ્યૂહનો તેના સંચાલકે જાહેર કરેલો સાચો ઉકેલ અને તેની ચાવીઓ આપું છું.

**‘ જન્મભુમિ ’ શબ્દ વ્યૂહ ૩૬**

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ દુ | ષ્કા | ળ | ■ | ૨ મ | ૩ હા | ૪ | ર | ૫ ત | ■ |
| | ■ | ૬ બ | | ■ | ૭ | ગી | ■ | ૮ કુ | |
| ૯ | દી | ■ | ■ | ૧૦ મં | રી | | ■ | | ■ |
| હા | ■ | ૧૧ | ૧૨ જ | હા | ■ | ૧૩ ર | ૧૪ | ર | ણ |
| ૧૬ રી | ૧૭ | ■ | ૧૮ વા | | ■ | ■ | | ■ | |
| ■ | ૧૯ પા | | | ય | ■ | ૨૦ દે | શ | ૨૧ | ઝ |
| ૨૨ | ટો | ■ | દા | ■ | ■ | | ■ | | ■ |
| ળિ | ■ | ૨૩ | રી | ફે | ■ | ૨૫ સે | ૨૬ | ■ | ૨૭ |
| યું | ■ | ળ | ■ | | ■ | વા | ય | ■ | ની |
| ■ | ૨૮ | ■ | ■ | ૨૯ છે | | ■ | ૩૦ કા | | ■ |

## ચાવીઓ આડી

૧ કાઠિયાવાડના ભયંકર....ના બોધપાઠ રાજાપ્રજા ન ભૂલે તો તે પણ સાર્થક લેખાશે.

૨ યુરોપમાં મંડાયલા....નો અંજામ કેવો આવશે તે કોને ખબર છે.

૬ આગ્રહથી ઘી પીરસતા યજમાનને વિવેકી મહેમાન “ હવે ......થઇ ગયું ” એમ કહે છે.

૭ અર્થહીન અક્ષરો.

૮ નવીન તત્ત્વોથી ભરેલી......દીલ પર ઉંડી છાપ મુકી જાય છે.

૯ અતિશય લાંબી હોય તો આદિથી અન્ત સુધી પહોંચવાની ધીરજ રહેતી નથી.

૧૦ આ ‘ મદારી ’ વિખરાઇ ગયો છે.

 

૧૧ ત્રીજી ઉભી ચાવીનો શબ્દ અહીં અવળો થઈ ગયો છે.

૧૩ રબારીની સ્ત્રી.

૧૬ આધુનિક યુગની મનમોજી કોમલાંગીની.......કેટલો વખત ટકશે એ કહેવું મુશ્કેલ છે.

૧૮ આંહી બે ભૂલ નહિ પડે.

૧૯ આ બીજા ખાનામાં તમને મન ફાવે તે અક્ષર મૂકજો.

૨૦ લડાઈના વખતમાં......ની ભાવના જોર પકડે છે.

૨૨ આવો માણસ પોતાના અહંત્વને જાળવી રાખવા મથ્યા કરે છે.

૨૩ ખુબ જ ઝીણવટભરી મહેનત કર્યા છતાં તેના કામમાં ભૂલ રહેવા સંભવ ખરો.

૨૫ દેશની ઉંચા પ્રકારની......દેશને અવશ્ય લાભદાયી નીવડે છે.

૨૮ ઉભી ૨૮ પ્રમાણે

**'જન્મભુમિ' વ્યૂહ કૂટનો સાચો ઉકેલ**

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ દુ | કા | ળ | ■ | ૨ મ | ૩ હા | ૪ ભા | ર | ૫ ત | ■ |
| નિ | ■ | ૬ બ | સ | ■ | ૭ જ | ગા | ■ | ૮ કુ | થા |
| ૯ યા | દી | ■ | ■ | ૧૦ મં | રી | દા | ■ | રા | ■ |
| દા | ■ | ૧૧ રી | ૧૨ જ | હા | ■ | ૧૩ ર | ૧૪ બા | ર | ૧૫ ણ |
| ૧૬ રી | ૧૭ ઝ | ■ | ૧૮ વા | લ | ■ | ■ | હો | ■ | ર |
| ■ | ૧૯ પા | | બ | ય | ■ | ૨૦ દે | શ | ૨૧ દા | ઝ |
| ૨૨ ઓ | ટો | ■ | દા | ■ | ■ | શ | ■ | રૂ | ■ |
| ળિ | ■ | ૨૩ જ | રી | ૨૪ ફ | ■ | ૨૫ સે | ૨૬ વા | ■ | ૨૭ મા |
| યું | ■ | ળ | ■ | ળે | ■ | વા | ય | ■ | ની |
| ■ | ૨૮ ઘી | ■ | ■ | ૨૯ છે | હ | ■ | ૩૦ કાં | વ્ય | ■ |

૨૯ નિર્દય.....થી આઘાત પામેલી હિન્દુ નારી મનમાં સમસમી બેસી રહે છે.

૩૦ પ્રાચીન સમયમાં સંસ્કૃત ભાષાની સંપૂર્ણ ખીલાવટ......માં પ્રતિબિંબિત થતી હતી.

## ચાવીઓ ઉભી

૧ ...થી અજાણ્યુ માણસ ધંધામાં ફતેહ પામી શકતો નથી.

૩ શાળામાં દરરોજ પુરાય છે.

૪ જીંદગીભરની......બનનાર વ્યક્તિનાં દર્શન પણ હિંદુ સમાજમાં લગ્ન પહેલાં થતાં નથી !

૫ કેટલાક માણસો સ્વભાવથી જ......ને શોધતા રહે છે.

૧૦ એનો ઉચ્ચાર માત્ર જ એની મહત્તાનો ખ્યાલ આપે છે.

૧૨ ... આવી પડે છે ત્યારે ઉછાંછળાપણું આપમેળે અંકુશમાં આવી જાય છે.

૧૪ કટોકટીની પળે આવો માણસ ખૂબ કામ લાગે છે.

૧૫ આ 'ઝરણુ' ઉંધું વહે છે.

૧૭ ઝડપ અથવા વેગ.

૨૦ ......નો ડોળ કરીને પોતાનો સ્વાર્થ સાધનારા માણસો પણ જડી આવે છે.

૨૧ આધુનિક યુગમાં ઘણા ભણેલા માણસો પણ....ના મોહપાશમાંથી મુક્ત નથી રહી શકતા.

૨૨ કિંમતી હોય તો તે સારી પેઠે સાચવવું પડે છે.

૨૩ પાક ઉગાડવા માટે એ અનિવાર્ય છે.

૨૪ દરેક વનસ્પતિ ઋતુ પ્રમાણે......

૨૬ એની પ્રતિષ્ઠા શાણા સમાજમાં હોતી નથી.

૨૭ આવો પુરૂષ જલ્દીથી બીજા સાથે ભળતો નથી.

૨૮ ગરીબ માણસો આવા પ્રવાહીથી વંચિત રહે છે.

આ વ્યૂહમાં અમુક ચાવીઓ તો નિશ્ચિત જ છે. તેમાં એક કરતાં વધારે શબ્દો બને તેમ છે જ નહિ.

## નિશ્ચિત ચાવીઓ

### આડી ચાવી

૧ દુષ્કાળ. ૩ મહાભારત. ૭ જગી. ૧૦ મરીદા. ૧૧ રીજહા. ૧૩ રબારણ. ૧૯ પા...બય. ૨૦ દેશદાઝ.

### ઉભી ચાવી

૩ હાજરી. ૪ ભાગીદાર. ૧૨ જવાબદારી. ૧૫ ણુરઝ.

## વિકલ્પ ચાવીઓ

### આડી ચાવી

૬ બહુ : બસ. ૮ કથા : કળા : કન્યા. ૨૯ છેહ : છેક : છેલ. ૩૦ કાવ્ય : કાશી : કાચ.

### ઉભી ચાવી

૫ તકરાર : તકસીર : તકદીર. ૧૪ બાહોશ : બાલીશ. ૨૦ દેશસેવા : દેવસેવા. ૨૧ દારૂ : દારા : દામ. ૨૪ ફળે છે : ફરે છે. ૨૭ માની : દાની : ધૂની : જ્ઞાની : રાની. ૨૮ ધી : ચા : ભૂ.

## ઇન્ટરલોકર ચાવીઓ

આડી ૯ અને ઉભી ૧ : યાદી : નદી : અને દુનિયાદારી : દુકાનદારી.

આડી ૧૬ અને ઉભી ૧૭ : રીઝ અને રીસ : તથા ઝપાટો : સપાટો. ( આ ચાવીમાં માત્ર રીઝ અને રીસમાં એક જ ભૂલ પડે તેમ છે. કેમકે ઉભી ચાવી ૧૭માં ઝડપ અથવા વેગ લખેલ છે. ઝપાટો કે સપાટો બેઉનો અર્થ ઝડપ અથવા વેગ થતો હોઇ તેની ભૂલ ન જ અપાય. )

આડી ચાવી ૧૮ અને ઉભી ચાવી ૧૦ : વાસ : વાશ : વાકા : તથા મહાલય : મહાશય : મહાકાય : ( અહીં પણ આડી ચાવી ૧૮માં લખ્યું છે કે ' અહીં બે ભૂલ નહિ પડે. )

આડી અને ઉભી ચાવી ૨૨ : ખોટા : મોટા : અને ખોળિયું : મોળાયું.

આડી અને ઉભી ચાવી ૨૩ : જરીફ : હરીફ : અને જળ : હળ.

આડી ચાવી ૨૫ અને ઉભી ચાવી ૨૬ : સેવા : સેના : અને વાયકા : નાયકા.

## ચાવીઓની ચર્ચા

અહીં સુધીમાં આપણે જન્મભૂમિ શબ્દવ્યૂહ ૩૬માં તેનો સાચો ઉકેલ, તેની નિશ્ચિત ચાવીઓના શબ્દો, વિકલ્પ ચાવીઓમાં થતા એકથી વધારે શબ્દો અને ઇન્ટરલોકર ચાવીઓમાં એક જ અક્ષર ફેરવવાથી બે ભૂલો પડે તેવા શબ્દો જોઇ ગયા.

તેમાં નં. ૧૯ વાળી આડી નિશ્ચિત ચાવીમાં 'પા' પછી એક અક્ષરની ખાલી રાખેલી જગ્યામાં ગમે તે અક્ષર મુકી દેવાનું સંપાદકે જણાવેલું હોઇ કશો વિચાર કરવાનો રહેતો જ નથી. તેમ જ ઇન્ટરલોકર ચાવીઓ માંહેની બે ચાવીઓમાં એક જ ભૂલ પડે તેમ હોઇ તેની એકેકી જ ચાવી વિષે વિચાર કરવાનો રહે છે.

તે સિવાયના ઇન્ટરલોકર શબ્દોમાં ચાર શબ્દો એવા છે કે જેમાં એકેક અક્ષરનો ફેર થતાં બે બે ભૂલ પડી જાય તેમ છે. પહેલાં આપણે એ ઇન્ટરલોકર ચાવીઓને વિચારીએ.

'ઇન્ટરલોકર' ( Interlocker ) અંગ્રેજી શબ્દ છે. તેનો સંપૂર્ણ ભાવ દર્શાવતો ચોક્કસ શબ્દ ગુજરાતી ભાષામાં હોવાનું મારી જાણમાં નથી. કોઇ વિચિક્ષણ બુદ્ધિમાન હરીફ તેનો ભાવદર્શક ગુજરાતી શબ્દ યોજશે તો હું તેમનો ઉપકૃત થઇશ, પરંતુ ત્યાં સુધી તો

આ પુસ્તકમાં આપણે ' ઇન્ટરલોકર ' શબ્દનો જ ઉપયોગ કરીશું. કોઇ તેને જોડીયા શબ્દ અથવા ' બેલડું ' કહે છે. પરંતુ મારી સમજ પ્રમાણે તેમાં ' ઇન્ટરલોકર'નો પૂરો ભાવ આવી શકતો નથી.

જેઓ આવી હરીફાઈમાં રસ લે છે તેઓ તો જાણતા જ હશે કે શબ્દચોરસમાં સંપાદક કેટલાક એવા શબ્દો ગોઠવે છે કે જેમાં માત્ર એક જ અક્ષરનો ફેરફાર કરવાથી બે ભૂલ પડી જાય. એવા શબ્દોને અંગ્રેજીમાં ઇન્ટરલોકર કહેવામાં આવે છે. અસ્તુ.

### ઇન્ટરલોકરની ચર્ચા

હવે આપણે અહીં ઇન્ટરલોકર શબ્દોની ચર્ચા પ્રથમ કરીએ.

પ્રથમ આડી ૯ અને ઉભી ૧ ચાવી વિચારીએ : એ ચાવીઓ જૂઓ. ઉભી ચાવી ૧માં જણાવ્યું છે કે '......થી અજાણ માણસ ધંધામાં ફતેહ પામી શકતો નથી.' અહીં ધંધો શબ્દ સૂચક છે. ધંધો કરવો એટલે દુકાન ચલાવવી એટલું જ નહિ પણ ગમે તે જાતનો ધંધો કરવો. જાતજાતની કારીગરી, મજૂરી, સટ્ટો અને ભીખ એ વગેરેનો ધંધામાં સમાવેશ થઇ શકે. એટલે ધંધામાં ફતેહ પામવાને માટે દુકાનદારીના જ્ઞાનની જરૂર હોય એમ બીલકુલ લાગતું નથી, પરંતુ તેને દુનિયાદારીની એટલે કે દુનિયાના વ્યવહારની અથવા તેના લાક્ષણિક અર્થમાં લઇએ તો વ્યવહારકુશળતાની જરૂર પડે છે. જેનામાં વ્યવહારકુશળતા ન હોય તે ધંધામાં ફતેહ ન પામે એ સ્વાભાવિક છે.

આડી ચાવી ૯માં જણાવ્યું છે કે ' અતિશય લાંબી હોય તો આદિથી અંત સુધી પહોંચવાની ધીરજ રહેતી નથી.' નદી અતિશય લાંબી હોય તો આદિથી અંત સુધી પહોંચવાની ધીરજ રહેતી નથી, એમ ન કહી શકાય. સેંકડો માણસો નર્મદા નદીની પ્રદક્ષિણા કરીને તેના આદિથી અંત સુધી પહોંચે છે જ્યારે સ્ટીમર, કિંવા રેલ્વેટ્રેન

કે વિમાનમાં બેસી હજારો માઇલો સુધીનો પ્રવાસ કરવામાં ધીરજ રાખનારા હજારો માણુસો દેખાય છે, ત્યારે સો, બસો, પાંચસો, હજાર, બે હજાર કે ચાર હજાર માઇલની લંબાઇવાળી નદીના આદિથી અંત સુધી પહોંચવામાં ધીરજ રહેતી નથી એમ કેવી રીતે કહી શકાય ?

હવે આપણે યાદી લઇએ. અહીં યાદીનો અર્થ 'સ્મરણ' કરવાનો નથી. પરંતુ યાદી એટલે ટીપ, વિગતવાર ટાંચણ એવો કરવાનો છે. કોઇ વસ્તુઓની યાદી, માણુસોનાં નામની યાદી અથવા તો એવી જ કોઇ યાદી જો અતિશય લાંબી હોય (અહીં અતિશય શબ્દ ખાસ સૂચક છે.) તો તેના આદિથી અન્ત સુધી પહોંચવાની ધીરજ રહેતી નથી. એટલે કે એ યાદીના પ્રારંભથી તમે વાંચવા કે બોલવાની શરૂઆત કરો તો તેનો અંત આવતા પહેલાં તમે કદાચ થાકી જાઓ, કંટાળી જાઓ, તમારી ધીરજ ખૂટી જાય, એ જરૂર સંભવિત છે.

એ રીતે વિચારતાં દુનિયાદારી અને યાદીનું બેડલું ચોક્કસ થઇ શકે છે. ચાવી જ એટલી સ્પષ્ટ આપવામાં આવી છે કે તેમાં જરી પણ શંકાને સ્થાન રહેતું નથી.

આડી ચાવી ૧૬ અને ઉભી ૧૭માં અનુક્રમે 'આધુનિક યુગની મનમોજી કોમલાંગીની... ..કેટલો વખત ટકશે એ કહેવું મુશ્કેલ છે.' અને 'ઝડપ અથવા વેગ' એ પ્રમાણે આપવામાં આવેલ છે.

ઝપાટો અથવા સપાટો બેઉનો અર્થ ઝડપ અથવા વેગ થતો હોઇ ઉભી ચાવી ૧૭નો વિચાર કરવાની જરૂર નથી. પરંતુ આડી ચાવીમાં તમારે રીઝ અથવા રીસમાંથી એક શબ્દ પસંદ કરવાનો છે. આ ચાવી પણ સ્પષ્ટ જ છે. કોમલાંગી એટલે નાજુક અંગ અને સ્વભાવવાળી સુંદરી. વળી તે મનમોજી એટલે કે

મનસ્વી અથવા તરંગી છે. તદુપરાંત આધુનિક યુગ એટલે ચાલૂ જમાનાને પણ ચાવીમાં યોજવામાં આવ્યો છે. તે ઉપરથી કહી શકાય કે ચાલૂ જમાનાની નાજુક સ્વભાવવાળી સુંદરી જો મનસ્વી હોય તો તેને ઉત્પન્ન થયેલ રીઝ એટલે આનંદ કેટલો વખત ટકશે એ કહેવું જરૂર મુશ્કેલ છે.

રીસને માટે તેવું નથી. રીસ ટકવાનો આધાર કોમલાંગીના મનમોજીપણા ઉપર કે આધુનિકપણા ઉપર નથી, પરંતુ રીસ ઉત્પન્ન થવાનું જે કારણ મળ્યું હોય તેની ઉપર છે; જ્યારે રીઝ–આનંદ ટકવાનો આધાર મનુષ્યના સ્વભાવ ઉપર રહે છે. દાખલા તરીકે તમને એક હજાર રૂપિયા મળવાથી થયેલો આનંદ એક દિવસ ટકે તો એક લાખ રૂપિયા મળવાથી થયેલો આનંદ એક સો દિવસ સુધી ટકે એવી ત્રિરાશી બાંધી શકાય નહિ; પરંતુ કોઇએ તમને એક હજાર રૂપિયાનું નુકસાન કર્યું હોય તો તેની ઉપર ચડેલી રીસ જેટલો સમય ટકે તેના કરતાં એક લાખનું નુકસાન કરનાર માણસ ઉપર તમારી રીસ અતિ લાંબો સમય કે કાયમને માટે રહે તે દેખીતું છે. વળી તમને નુકસાન કરનાર માણસ કોણ છે તેની ઉપર પણ રીસના વધુ કે ઓછા સમય માટે ટકવાનો આધાર છે તમારા કુટુમ્બીજન ઉપરની રીસ થોડો સમય ટકે, પડોશી કે સગાસંબંધી ઉપરની રીસ એથી વધુ સમય ટકે, તમારા દુશ્મને તમને નુકસાન કર્યું હોય તો નુકસાન થોડું હોવા છતાં પણ રીસ વધુ વખત ટકે.

રીઝમાં એવું નથી. રીઝ અથવા આનંદ તો મનુષ્યના મનમોજીપણા ઉપર જ આધાર રાખે છે, એટલે અહીં 'રીઝ' શબ્દને ચોક્કસ કરી શકાય તેમ છે.

આડી ચાવી ૧૮ અને ઉભી ચાવી ૧૦ : એ બેમાં નં. ૧૮ ની ચર્ચા કરવાની જરૂર જ ન હોઇ ઉભી ચાવી ૧૦ ને વિચારીએ: 'એનો ઉચ્ચાર માત્ર જ એની મહત્તાનો ખ્યાલ આપે છે.' અહીં મહાલય,

* મહાશય અને મહાકાય—ત્રણુ શબ્દો વચ્ચે પસંદગી કરવાની છે. તેમાં મહાશય શબ્દ નિકળી જાય તેવો છે. કારણુ કે એ શબ્દના ઉચ્ચાર માત્રથી એની મહત્તાનો ખ્યાલ આવી શકતો નથી. તમે ગમે તેને મહાશય કહી કે લખી શકો, પછી એ મહત્તાવાળો હોય કે ન પણુ હોય.

હવે રહ્યા બે શબ્દો : મહાકાય અને મહાલય. મહાકાય એટલે મોટી કાયાવાળો. એમાં તો એક કાયા પૂરતી જ મહત્તા છે. અને તેમાં વળી અમુક મહાકાય કરતાં બીજા મહાકાયની કાયા વધારે મોટી હોય તો એટલા પુરતી તેની મહત્તા પ્રથમના કરતાં વધારે ગણુાય. એટલે મહાકાયની કાયાની મોટાઇનો ખ્યાલ તે શબ્દના ઉચ્ચાર માત્રથી આવી ન શકે, તેને નજરે જોવો જોઇએ, ઉપરાંત બીજા મહાકાય માનવોની સાથે તેની સરખામણી કરવી જોઇએ. એ વિચારણાથી એ શબ્દને પણુ તમે કાઢી નાંખી શકો છો.

અને જો એ બેઉ શબ્દોને તમે ઉવેખી કાઢો તો પછી તમારે મહાલયનો જ સ્વીકાર કરવાનો રહ્યો. પરંતુ તેના સ્વીકારની પાછળ વિચારબળ જરૂર છે. મહાલય એટલે મહેલ, પવિત્ર ધામ અથવા મંદિર. તમે વિચારો: મહાલયનો ઉચ્ચાર કરતાંની સાથે જ તમને કિંવા સાંભળનારને એમ થાય છે કે તમે કોઇ મહેલ કિંવા પવિત્ર ધામ કે મંદિરનો ઉલ્લેખ કરી રહ્યા છો. અર્થાત્ મહાલય શબ્દનો ઉચ્ચાર માત્ર જ તેની મહત્તાનો ખ્યાલ આપે છે. મહેલ અથવા પવિત્ર ધામ કે મંદિરમાં સામાન્ય મકાન કે બંગલા કરતાં મહત્તા છે એ તો સમજી શકાય એવી વાત છે. એ રીતે મહાલય શબ્દને પસંદગી આપવામાં ચાવીની રચના જ આપણુને ઉપયોગી બને છે.

એ જ રીતે તમે આડી અને ઉભી ચાવી ૨૨માં ખોટા : મોટા તથા ખોળિયું : મોળીયુંમાંથી ખોટા અને ખોળીયુંને પસંદગી આપી શકો છો. મોટા માણુસ નહિ પણુ ખોટા માણુસ હોય તે જ પોતાની અહંતાને જાળવી રાખવા મથ્યા કરે. અને મોળીયું તો સામાન્ય રીતે કીંમતી જ હોય, જ્યારે ગાદલાનું સુતરાઉ કાપડનું ખોળિયું

સામાન્ય કીંમતનું હોય, અને જો તે રેશમી મખમલનું હોય તો તે કીંમતી પણ હોઇ શકે, અને તેથી તેને સારી પેઠે સાચવવું પણ પડે.

આડી અને ઉભી ચાવી ર૩માં જરીફ : જળ અને હરીફ : હળમાં પણ ઝાઝો વિચાર કરવાપણું નથી. ખૂબ ઝીણવટથી મહેનત કર્યા છતાં હરીફના કામમાં ભુલ રહે જ છે. હરીફ હરીફાઇ ભરવામાં ગમે તેટલી ઝીણવટવાળી મહેનત કરે તો પણ તેમાં મોટે ભાગે ભૂલ રહે જ છે; એટલે તેમાં સંભવ–અસંભવનો પ્રશ્ન જ નથી. પણ જરીફ એટલે મોજણીદાર–સર્વેયર. જમીન–માપણી વગેરેને લગતા તેના કામમાં તે ખૂબ ઝીણવટભરી મહેનત કરે તો બનતા સુધી ભુલ રહે નહિ, જ્યારે કોઇ વાર ભૂલ રહેવાનો સંભવ ખરો.

ઉભી ચાવીમાં તો જળ શબ્દ જ ચોક્કસ બને છે. પાક ઉગાડવા માટે એ અનિવાર્ય છે હળ વગર પાક ઉગાડી શકાય–ઉગે છે, પણ જળ વગર પાક ઉગાડી શકાતો નથી–ઉગતો પણ નથી. એટલે પાક ઉગાડવામાં હળ નહિ પણ જળ અનિવાર્ય છે.

આડી ચાવી ૨૫ અને ઉભી ચાવી ૨૧નું બેલડું જરીક છટકા-વાળું છે. આડી ચાવી ૨૫: 'દેશની ઉંચા પ્રકારની......દેશને અવશ્ય લાભદાયી નીવડે છે.' અને ઉભી ચાવી ૨૬: 'એની પ્રતિષ્ઠા શાણા સમાજમાં હોતી નથી.'

અહીં સેવા : સેના તથા વાયકા : નાયકાનું જોડકું છે. આડી ચાવોને સામાન્ય રીતે વિચારતાં સેવા તથા સના એ બેઉ શબ્દો ફીટ થતા લાગે છે. તે જ રીતે ઉભી ચાવીમાં પણ વાયકા અને નાયકામાંથી કોને પસંદગી આપવી તે નક્કી થઈ શકતું નથી. ઘડીમાં આપણું મન સેવા તરફ જાય તો બીજી ક્ષણે સેના પણ યોગ્ય લાગે. અને વાયકા અથવા અફવા ગપગોળાની પ્રતિષ્ઠા શાણા સમા-જમાં ન હોય તો નાયકા અથવા વેશ્યાની પ્રતિષ્ઠા પણ શાણા સમાજમાં તો ન જ હોઇ શકે. ત્યારે એ બેમાંથી આપણે કયા બેલડાને પસંદ કરવું? અહીં હરીફોને મુંઝવવાને માટે જ સંપાદક

મહાશયે ચાવીની રચનામાં છટકું ગોઠવ્યું છે. જુદા જુદા દૃષ્ટિબિન્દુથી ચાવીને વિચારતાં બને બેલડાં ફીટ થતાં જ લાગે છે.

આ ચાવીઓનો મેં મારા દૃષ્ટિબિન્દુથી વિચાર કરેલો. અમારી સીન્ડીકેટના અન્ય સભ્યોની સાથે પણ ચર્ચા કરેલી, અમારૂં બધાનું વલણ સેના અને નાયકા તરફ હતું. પરંતુ અમારી સીન્ડીકેટમાંહેના એક અનુભવી સજ્જને કહ્યું: 'સેવા અને વાયકાને ફગાવી દેવા જેવાં નથી. ચાવી એવા પ્રકારની છે કે સેવા તથા સેના અને વાયકા તથા નાયકા બન્નેની એક સરખી રીતે પસંદગી થઈ શકે?'

'ત્યારે આપણે શું કરવું?' મેં સવાલ કર્યો.

'મારો મત એવો પડે છે કે આ વિકલ્પ શબ્દ આપણે 'પરમ્યુટ' કરવો.' એ ગૃહસ્થે સૂચવ્યું.

અહીં વળી બીજો અંગ્રેજી શબ્દ 'પરમ્યુટ' આવ્યો. જો આપણે એક કરતાં વધારે પ્રવેશપત્રો ભરતા હોઈએ અને અમુક વિકલ્પ શબ્દનો ચોક્કસ નિર્ણય કરી શકયા ન હોઈએ તો એકમાં અમુક અને બીજામાં બીજો શબ્દ ભરવો તેને 'પરમ્યુટેશન' કહેવામાં આવે છે. દાખલા તરીકે એક પ્રવેશપત્રમાં 'સેવા' અને બીજામાં 'સેના' લખીએ, એટલે તે વિકલ્પ શબ્દને 'પરમ્યુટ' કર્યો ગણાય.

એ રીતે ઉપર જણાવ્યાં બેલડાંમાંથી આ એક બેલડાના શબ્દને જુદા જુદા પ્રવેશપત્રમાં ફેરવવાનું નક્કી કર્યું.

## વિકલ્પ ચાવીઓની ચર્ચા

હવે આપણે ૩૬ મા વ્યૂહની જેમાં એક જ ભૂલ પડે તેવી વિકલ્પ ચાવીઓ જોઈએ. તેમાંથી જે ચાવીઓ અમને નિશ્ચિત લાગેલી તે હું પ્રથમ જણાવી દઉં.

એક ભૂલ પડે તેવી રીઝ અને રીસ તથા મહાલય, મહાકાય અને મહાશય વાળી ચાવીઓની ચર્ચા આપણે કરી ગયા છીએ.

હવે આડી ચાવી ૬ લઈએ: 'આગ્રહથી ઘી પીરસતા યજમાનને વિવેકી મહેમાન 'હવે......થઈ ગયું એમ કહે છે.' આ ચાવીમાં બહુ તથા બસમાંથી એક શબ્દની પસંદગી કરવાની છે. તે વિષયમાં

અમે જે દૃષ્ટિબિન્દુથી ચર્ચા કરેલી તે હું જણાવું છું. આ ચાવીમાં સૂચક શબ્દ 'વિવેકી' લાગે છે.

તમે પોતે જ કોઇને ત્યાં મહેમાન તરીકે ગયા છો, તમારે માટે કંસાર કર્યો છે. કંસાર ભાણામાં આવે છે, યજમાન આગ્રહી હોઇ, ખૂબ આગ્રહપુર્વક ઘી પીરસે છે. તમે વિવેકને સમજો છો. તો પછી એ વખતે તમે યજમાનને શું કહો? તમે એમ જ કહેવાના કે 'હવે તો બહુ થઇ ગયું.'

જો કોઇ સામાન્ય અને વિવેકને નહિ સમજનાર મહેમાન હોય તો કદાચ તે એમ કહે કે 'હવે બસ રાખો અથવા બસ કરો, મારે જરૂર હતું તેટલું ઘી થઇ ગયું છે.' પરંતુ મહેમાન વિવેકી હોવાથી પોતાને જેટલું જોઇએ તેના કરતાં પણ યજમાને વધારે ઘી પીરસી દીધું છે, એ વસ્તુનો તેને ખ્યાલ આપવાને માટે 'હવે બહુ થઇ ગયું' એમ જ કહેવાનું પસંદ કરે. યજમાન મહેમાનના સત્કારને માટે જે કાંઇ વ્યવસ્થા કરે તે જરૂર કરતાંયે વધારે પડતી છે એમ દર્શાવવામાં જ મહેમાનનો વિવેક રહે છે. 'હવે બસ થઇ ગયું' એમ કહેવાનો તો એક જ અર્થ થાય કે 'મારે જેટલા ઘીની જરૂર હતી તેટલું તમે પીરસી ચૂક્યા છો.'

વળી 'બહુ થઇ ગયું' કહેવાય જ્યારે 'બસ કરો' અથવા 'બસ રાખો' એમ કહી શકાય.

પ્રસ્તુત વિચારથી અમે 'બહુ' શબ્દને પસંદ કરેલો, જ્યારે શબ્દવ્યૂહ ૩૯ના સંપાદકે તેમના સાચા ઉકેલમાં 'બસ' શબ્દ રાખ્યો છે એ એક જુદી વાત છે. અમે તો 'બહુ' શબ્દને જ નિશ્ચિત કર્યો હતો.

તે જ રીતે બીજી ચાવીઓને આધારે કળા અને કન્યા નહિ પણ કથાઃ કાશી અને કાચ નહિ પણ કાવ્યઃ બાલીશ નહિ પણ બાહોશઃ અને ફરે છે નહિ પણ ફૂલે છે; એ શબ્દોને અમે નિશ્ચિત કરેલા. એ ચાવીઓ એટલી બધી સ્પષ્ટ છે કે તેની વિશેષ ચર્ચા અહીં કરવાની જરૂર જ નથી.

ઘી ને બદલે ચા કિંવા ભૂ તો કોઇ રીતે રૂચતો જ ન હતો. તે સિવાયના બીજા પાંચ શબ્દો રસાઃ તેની ચાવીઓનો વિચાર

કરતાં અમને લાગેલું કે એ વિકલ્પ શબ્દોમાંથી એક શબ્દને નિશ્ચિત કરી શકાય તેમ નથી.

એટલે છેહ, છેડ અને છેલમાંથી છેલને કાઢી નાંખી છેહ તથા છેડને રાખ્યા, તકરાર, તકસીર અને તકદીરમાંથી તકદીરને વંચિત કરીને તકરાર-તકસીરને પસંદગી આપી. દેશસેવા અને દેવસેવા બેઉને પસંદ કર્યાં. દારૂ, દારા અને દામમાંથી દારૂ-દારા એ બેને રાખ્યા અને માની, ધૂની, જ્ઞાની, રાની આદિમાંથી માની અને ધૂનીને પસંદ કર્યાં.

એ રીતે બેલડાનો એક શબ્દ સેવા અને સેના તથા ઉપરના પાંચ વિકલ્પ શબ્દો અમારે જુદાં જુદાં પ્રવેશપત્રોમાં પરમ્યુટ કરવા એમ અમે ઠરાવ્યું.

ત્યારબાદ જે પદ્ધતિ હું અહીં હવે પછી બતાવવા માગું છું એ પદ્ધતિએ અમે પરમ્યુટેશન કર્યું. એટલે કે આઠ પ્રવેશપત્રમાં સેવા શબ્દ રાખીને ઉપરના પાંચ શબ્દો યોગ્ય સ્થળે ફેરવીને મૂક્યા અને બીજાં આઠ પ્રવેશપત્રોમાં તે જ રીતે ઉપરના પાંચ શબ્દો મુકી તે દરેક પ્રવેશપત્રમાં સેના શબ્દ રાખ્યો, ઉપરાંત બે પ્રવેશપત્રો વધારાનાં ભર્યાં. તેમાં થોડા ફેરફાર સાથે શબ્દો મૂકેલા.

એટલું કરી એ અઢાર પ્રવેશપત્રોને એક નામનાં ત્રણ લેખે ૬ નામ વચ્ચે વહેંચી આપ્યાં. પરિણામ એ આવ્યું કે હું એક ભૂલમ આવ્યો, ત્રણ હરીફ બે ભૂલમાં અને બે હરીફ ત્રણ ભૂલમાં આવ્યા આમાં એક ભૂલ તો અમે નિશ્ચિત રાખેલા 'બહુ' શબ્દને લીધે જ આવી ગઇ. નહિતર મારૂં એક પ્રવેશપત્ર બધા ખરાબ આવ્યું હોત. છતાં આ રીતે પદ્ધતિસર પ્રવેશપત્રો ભરવાથી છ હરીફો ઇનામ મેળવી શકયા.

આ ચર્ચામાં સ્હેજ લંબાણ થયું છે ખરૂં, પરંતુ હું હવે જે પદ્ધતિ આપની સન્મુખ મૂકવા ઇચ્છું છું તેનો આપને સહેલાઇથ ખ્યાલ આવે તે માટે એ પદ્ધતિનો અનુભવસિદ્ધ દૃષ્ટાંત રજૂ કર વાને જ આટલું લંબાણ કર્યું છે.



# દર્શન ૪થું

## બધા ખરા માટે

આવી કોઇ પણ શબ્દચોરસની હરીફાઇ માટે સામાન્ય નિયમ એવો છે કે તમે તેમાં આપેલા નિશ્ચિત શબ્દો સિવાયના વિકલ્પ શબ્દો તથા ઇન્ટરલોકર શબ્દોની ચાવીનો વિશેષ ઉંડો વિચાર ન કરો, કોઇ એક ચોક્કસ શબ્દને નિર્ણિત ન કરો અને દરેક વિકલ્પ ચાવી દીઠ બે શબ્દને પસંદ કરો, તો તમારા પ્રવેશપત્રને બધા ખરામાં લાવવાને માટે તમારે વધુમાં વધુ પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

જુઓ, એક વિકલ્પ ચાવીનો ખરો ઉકેલ લાવવો હોય તો તેના બે ય શબ્દો મૂકવા માટે બે પ્રવેશપત્રો ભરવાં જોઇએ. જો વિકલ્પ ચાવી બે હોય તો ચાર પ્રવેશપત્રો ભરવાં જોઇએ. તેનું કારણ એ છે કે પહેલી ચાવીના બે શબ્દો સાથે બીજી ચાવીનો એક શબ્દ મૂકવો તથા પુનઃ પહેલી ચાવીના બે શબ્દો સાથે બીજી ચાવીને બીજો શબ્દ મૂકવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જો ત્રણ | વિકલ્પ | ચાવીઓ | હોય તો | ૮ | પ્રવેશપત્રો |
| જો ચાર | વિકલ્પ | ચાવીઓ | હોય તો | ૧૬ | પ્રવેશપત્રો |
| જો પાંચ | ,, | ,, | ,, | ૩૨ | ,, |
| જો છ | ,, | ,, | ,, | ૬૪ | ,, |
| જો સાત | ,, | ,, | ,, | ૧૨૮ | ,, |
| જો આઠ | ,, | ,, | ,, | ૨૫૬ | ,, |
| જો નવ | ,, | ,, | ,, | ૫૧૨ | ,, |
| જો દશ | ,, | ,, | ,, | ૧૦૨૪ | ,, |
| જો અગીયાર | ,, | ,, | ,, | ૨૦૪૮ | ,, |
| જો બાર | વિકલ્પ | ચાવીઓ | હોય તો | ૪૦૯૬ | પ્રવેશપત્રો. |
| જો તેર | ,, | ,, | ,, | ૮૧૯૨ | ,, |
| જો ચાદ | ,, | ,, | ,, | ૧૬૩૮૪ | ,, |
| જો પંદર | ,, | ,, | ,, | ૩૨૭૬૮ | ,, |

એ રીતે જેમ એક વિકલ્પ ચાવી વધતી જાય તેમ તેને માટે બમણાં પ્રવેશપત્રો ભરવાં જોઇએ. અને જો એટલાં પ્રવેશપત્રો ભરો તો જ તેમાંથી એક પ્રવેશપત્ર બધા ખરામાં આવી શકે.

પરંતુ જો વિકલ્પ ચાવીમાં બેને બદલે ત્રણ શબ્દો હોય તો ઉપર જેમ બમણા કરવાનું બતાવ્યું છે તેમ ત્રણગણાં કરવાં જોઇએ. એમ માનો કે દરેક વિકલ્પ ચાવીમાં ત્રણ શબ્દો આવે છે. તો પ્રથમ ૩, પછી ૯, પછી ૨૭, પછી ૮૧, પછી ૨૪૩, પછી ૭૨૯, એ રીતે દરેક વિકલ્પ ચાવીના ત્રણ શબ્દો માટે ત્રણગણાં પ્રવેશપત્રો ભરો તો જ તેમાંથી એક પ્રવેશપત્ર બધા ખરામાં આવી શકે.

અમુક વિકલ્પ ચાવીઓના બે શબ્દો અને બીજીના ત્રણ શબ્દો થતા હોય તો જેના બે શબ્દો થતા હોય તેના બમણાં લેખે અને ત્રણ શબ્દો થતા હોય તેનાં ત્રણગણાં લેખે પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

પરંતુ આટલાં બધાં પ્રવેશપત્રો ભરવા પાછળ કેટલો સમય જોઇએ, તેની પ્રવેશફી માટે કેટલી રકમ જોઇએ, અને તેમ છતાં પણ પરિણામે ઇનામ કેટલું મળે?

આપણે જન્મભૂમિ શબ્દવ્યૂહનો દાખલો લઇએ. એમ માનો કે તેમાં ચૌદ વિકલ્પ ચાવીઓ છે. દરેકના બે જ શબ્દો થાય છે. તો તમારે કુલ ૧૬૩૮૪ પ્રવેશપત્રો ભરવાં જોઇએ. એક નામનાં આઠ પ્રવેશ-પત્રની ફી રૂ ૨-૪-૦ છે. એટલે આઠ પ્રવેશપત્રવાળા એક એવા ૨૦૪૮ હરીફની દરેકની રૂ. ૨-૪-૦ લેખે રૂ. ૪૬૦૮ પ્રવેશફી ભરવી પડે. તેમાં એક બધા ખરામાં આવે, અને જો બધા ખરામાં એક જ હરીફ હોય તો તેને એક હજાર રૂપિયા ઇનામના મળે. પણ બધા ખરામાં પાંચ દશ હરીફ આવી જાય તો તે રકમનો પાંચમો કે દશમો હિસ્સો મળે. એથી સ્વાભાવિક રીતે જ આવું સાહસ ખેડવામાં મૂર્ખતા લેખાય. એટલે આપણે વિચારવું જોઇએ કે ઓછામાં ઓછાં પ્રવેશપત્રો ભરીને બધા ખરામાં કિંવા ઓછામાં ઓછી ભૂલમાં આપણું પ્રવેશપત્ર લાવી શકાય ખરૂં કે નહિ? એ માટેની કોઇ પદ્ધતિ હોઇ શકે ખરી કે નહિ? તેનો જો આપણે વિચાર કરીને તેને અમલમાં મૂકીએ તો જરૂર સફળતા મળી શકે.



# દર્શન પાંચમું

## બે અને ત્રણ વિકલ્પ ચાવીઓ

એવી પદ્ધતિ પણ છે. અને તેને અનુસરવાથી તમે જરૂર લાભ મેળવી શકો છો. એ પદ્ધતિનો અહીં આપણે વિચાર કરીએ.

જુઓ : સામાન્ય રીતે એક જ વિકલ્પ ચાવીના શબ્દ ફેરવવા હોય તો તમારે બે પ્રવેશપત્રો ભરવા જોઇએ. દાખલા તરી દેશસેવા અને દેવ-સેવા: એ બે શબ્દો માટે તમારે બે પ્રવેશપત્રો ભરવાં જ જોઇએ. પરંતુ જો બે વિકલ્પ ચાવીઓના શબ્દો ફેરવવાના હોય તો બે દુ ચાર પ્રવેશપત્રો ભરવાં પડે અને તો જ તદ્દન ખરો જવાબ એક પ્રવેશપત્રમાં મેળવી શકો. કેવી રીતે ?

| | વિકલ્પચાવી એક | વિકલ્પચાવી બે |
|---|---|---|
| ૧ લું પ્રવેશપત્ર | દેશસેવા | તકસીર |
| ૨ જું પ્રવેશપત્ર | દેશસેવા | તકરાર |
| ૩ જું પ્રવેશપત્ર | દેવસેવા | તકસીર |
| ૪ થું પ્રવેશપત્ર | દેવસેવા | તકરાર |

આ રીતે ચાર પ્રવેશપત્રો ભર્યાં હોય, અને દેશસેવા તથા તકસીર સાચા ઉકેલમાં હોય તો પહેલું, દેશસેવા અને તકરાર સાચા ઉકેલમાં હોય તો બીજું. દેવસેવા અને તકસીર હોય તો ત્રીજું અને દેવસેવા ને તકરાર હોય તો ચોથું—એમ એક પ્રવેશપત્ર તો જરૂર તદ્દન સાચું જ આવે.

પરંતુ તેને આપણે ટુંકાણમાં સમાવવા ધારીએ તો બે જ પ્રવેશપત્રોમાં સમાવી શકીએ અને એ રીતે બે પ્રવેશપત્રોથી એક ભૂલ અથવા તદ્દન ખરાના સંભવમાં આપણે આવી શકીએ :

| | | વિકલ્પ ચાવી એક | વિકલ્પ ચાવી બે |
|---|---|---|---|
| ૧લું | પ્રવેશપત્ર | દેશસેવા | તકરાર |
| ૨જું | પ્રવેશપત્ર | દેવસેવા | તકસીર |

જો સાચા ઉકેલમાં દેશસેવા અને તકરાર અથવા દેવસેવા ને તકસીર હોય તો આ બેમાંથી એક પ્રવેશપત્ર તદ્દન ખરૂં બને. પરંતુ દેશસેવા અને તકસીર કિંવા દેવસેવા અને તકરાર હોય તો બેઉમાં એકેકી ભૂલ આવે.

એ જ રીતે આપણે ત્રણ વિકલ્પ ચાવીઓ લઇએ. (૧) દેશસેવાઃ દેવસેવા. (૨) તકરારઃ તકસીર. (૩) છેહઃ છેડ.

ત્રણ વિકલ્પ ચાવીઓમાં તદ્દન ખરો જવાબ લાવવાને માટે શું કરવું જોઇએ? ૨×૨×૨ = ૮ એટલે કે વિકલ્પ ચાવીઓ ત્રણ હોવાથી અગાઉ જણાવ્યા મુજબ આઠ પ્રવેશપત્રો ભરીને તમારે દરેક પ્રવેશ-પત્રમાં વિકલ્પ શબ્દો જુદા જુદા મૂકવા જોઇએ. જૂઓઃ

| પ્ર. પત્રો | વિ. ચાવી ૧ | વિ. ચાવી ૨ | વિ. ચાવી ૩ |
|---|---|---|---|
| ૧ | દેશસેવા | તકરાર | છેહ |
| ૨ | દેશસેવા | તકસીર | છેહ |
| ૩ | દેશસેવા | તકરાર | છેડ |
| ૪ | દેશસેવા | તકસીર | છેડ |
| ૫ | દેવસેવા | તકરાર | છેહ |
| ૬ | દેવસેવા | તકસીર | છેહ |
| ૭ | દેવસેવા | તકરાર | છેડ |
| ૮ | દેવસેવા | તકસીર | છેડ |

હવે તમે દેશસેવાઃ દેવસેવાઃ તકરારઃ તકસીરઃ છેહઃ છેડઃ એ ૭ શબ્દોમાંથી કોઇ પણ ત્રણ શબ્દો પસંદ કરી તેને સાચો ઉકેલ માનીને આ આઠ પ્રવેશપત્રો તપાસી જાઓ. તેમાંથી એક પ્રવેશપત્ર જરૂર સાચું આવવાનું.

પરંતુ તેને બદલે વિચારપૂર્વકની ગણત્રી કરીને ઓછામ ઓછાં પ્રવેશપત્રો ભરવાનું તમે વધારે પસંદ કરો તે સમજી શકા તેવું છે. એનો એક રસ્તો હું તમને બતાવું.

તમારે આઠ નહિ પરંતુ ફક્ત બે જ પ્રવેશપત્રો ભરવાનાં. અ એ બે જ પ્રવેશપત્રો ભરવાથી તદ્દન ખરાનો સંભવ અથવા ઓછામ ઓછી એક ભૂલમાં તો તમારૂં એક પ્રવેશપત્ર જરૂર આવી શકે કોઇને કદાચ આશ્ચર્ય થશે કે આઠને બદલે બે જ પ્રવેશપત્ર ભરવાથ ખરાનો સંભવ અથવા એક જ ભૂલ! પરંતુ એમાં આશ્ચર્ય પામવાન કશી જરૂર નથી. કહેવત છે કે કળ્યો કોયડો કોડીનો.

વારૂ, ત્યારે હવે આપણે બે પવેશપત્રો ભરીએ:

| પ્ર. પત્ર | વિ. ચાવી ૧ | વિ. ચાવી ૨ | વિ. ચાવ ૩ |
|---|---|---|---|
| ૧ | દેશસેવા | તકરાર | છેહ |
| ૨ | દેવસેવા | તકસીર | છેડ |

તમે આમાંથી ગમે તે શબ્દો પસંદ કરીને તેને સાચો ઉકેલ માની લ્યો. પછી તેની સાથે પ્રવેશપત્ર સરખાવો. કાં તો તમારૂં એ પ્રવેશપત્ર બધા ખરામાં આવશે અથવા તો એક ભૂલમાં આવશે એથી વધુ ભૂલ નહિ આવે.

તપાસો. તમારી ખાત્રી થઇ કે નહિ? કેટલું અજબ? આ પ્રવેશપત્રોને બદલે બે જ પ્રવેશપત્રો ભરવાથી તમે બધા ખરામ અથવા એક ભૂલમાં આવી શકયા! પરંતુ તેનું કારણ શું? તે કારણ પ્રવેશપત્રોમાં શબ્દો મૂકવાની ખૂબી છે. જૂઓ, આપણે દરે વિકલ્પ ચાવીના બે બે શબ્દો નક્કી કર્યા:

| | ક વિભાગ | ખ વિભાગ |
|---|---|---|
| ૧ લી વિ. ચાવી | દેશસેવા | દેવસેવા |
| ૨ જી વિ. ચાવી | તકરાર | તકસીર |
| ૩ જી વિ. ચાવી | છેહ | છેડ |

દરેક ચાવીના પહેલા શબ્દને ક વિભાગમાં મૂકયો, અને દરેક ચાવીના બીજા શબ્દને ખ વિભાગમાં મુકયો. પછી આપણે ક વિભાગવાળા શબ્દોને પહેલા અને ખ વિભાગવાળા શબ્દો બીજા પ્રવેશપત્રમાં મૂકયા.

એ પછી સંપાદકે સાચા ઉકેલને માટે પહેલા પ્રવેશપત્રમાંહેનો એક અને બીજા પ્રવેશપત્રના બે શબ્દો અથવા બીજા પ્રવેશપત્રનો એક અને પહેલા પ્રવેશપત્રના બે શબ્દો—એ રીતે ત્રણ શબ્દો જો પસંદ કર્યા હોય તો બે માંહેનું એક પ્રવેશપત્ર એક ભૂલમાં આવ્યા વગર રહે જ નહિ. અને જો ગમે તે એક પ્રવેશપત્રના ત્રણે શબ્દો પસંદ કર્યા હોય તો એક પ્રવેશપત્ર બધા ખરામાં આવે.

આં ત્રણ વિકલ્પચાવીઓના માત્ર ત્રણ શબ્દો પસંદ કરવાના હોઇ એ સિવાય બીજી કોઇ પણ રીતે પસંદગી કરવાની રહેતી જ નથી. હવે તો આ કોયડો સમજાયો ને?



# દર્શન ત્રીજું



## ચાર વિકલ્પ ચાવીઓ

સામાન્ય રીતે એક વાત વિચારવાની રહે છે. કોઇ પણ શબ્દચોરસ એવો તો ન જ હોય કે જેમાં બે, ત્રણ કે ચાર વિકલ્પ ચાવીઓ હોય. દરેક શબ્દચોરસમાં આવી વિકલ્પ ચાવીઓ વધારે હોય છે. સામાન્ય રીતે દશ, બાર કે ચાદ વિકલ્પ ચાવીઓ પણ હોય છે, જેની અંદર ઇન્ટરલોકરનો પણ સમાવેશ થઇ જાય છે. એટલે વધારે વિકલ્પ ચાવીઓ હોય તો પણ તેના શબ્દોને આપણે ઓછાંમાં ઓછાં પ્રવેશપત્રોમાં કેવી રીતે આવરી લઇ શકીએ તે અહીં આપણે જોવાનું છે. ધીમે ધીમે એ બધું હું આપને સ્પષ્ટિકરણ સાથે દર્શાવવાનો જ છું.

આપણે ત્રણ વિકલ્પ ચાવીઓ સુધી જોઈ ગયા. હવે ચાર વિકલ્પ ચાવીઓની તપાસ કરીએ. ચાર વિકલ્પ ચાવીઓમાં દરેક ચાવીના બે બે લેખે આઠ શબ્દોમાંથી ગમે તે ચાર શબ્દો સાચા ઉકેલમાં મુકાએલા હોય છે. સાચા ઉકેલમાં કયા શબ્દો મુકવામાં આવેલા છે તે આપણે જાણતા નથી. ચાવી ઉપરથી તેને ચોક્કસ કરી શકતા નથી. એટલે દરેક ચાવીના બે બે શબ્દોને આપણે પસંદ કર્યા છે. તે આઠે શબ્દોને પ્રવેશપત્રોમાં પરમ્યુટ કરીને જો આપણે તદ્દન ખરો જવાબ મેળવવો હોય તો ૨×૨×૨×૨=૧૬ પ્રવેશપત્રો ભરવાં જોઈએ. એ ૧૬ પ્રવેશ-પત્રોમાં ચારે વિકલ્પચાવીઓના આઠે શબ્દોનો નિઃશંકપણે સમાવેશ થઈ શકે અને તેમાંથી એક પ્રવેશપત્ર બધા ખરામાં આવી જ શકે.

| પ્ર. પત્ર | વિ. ચાવી ૧ | વિ. ચાવી ૨ | વિ. ચાવી ૩ | વિ. ચાવી ૪ |
|---|---|---|---|---|
| ૧ | દેશસેવા | છેહ | તકરાર | દારૂ |
| ૨ | દેશસેવા | છેડ | તકરાર | દારૂ |
| ૩ | દેવસેવા | છેહ | તકરાર | દારૂ |
| ૪ | દેવસેવા | છેડ | તકરાર | દારૂ |
| ૫ | દેશસેવા | છેહ | તકસીર | દારૂ |
| ૬ | દેશસેવા | છેડ | તકસીર | દારૂ |
| ૭ | દેવસેવા | છેહ | તકસીર | દારૂ |
| ૮ | દેવસેવા | છેડ | તકસીર | દારૂ |
| ૯ | દેશસેવા | છેહ | તકરાર | દારા |
| ૧૦ | દેશસેવા | છેડ | તકરાર | દારા |
| ૧૧ | દેવસેવા | છેહ | તકરાર | દારા |
| ૧૨ | દેવસેવા | છેડ | તકરાર | દારા |
| ૧૩ | દેશસેવા | છેહ | તકસીર | દારા |
| ૧૪ | દેશસેવા | છેડ | તકસીર | દારા |
| ૧૫ | દેવસેવા | છેહ | તકસીર | દારા |
| ૧૬ | દેવસેવા | છેડ | તકસીર | દારા |

તમે ઉપર પરમ્યુટ કરેલા આઠ શબ્દો—દેશસેવા: દેવસેવા: છેહ: છેડ: તકરાર: તકસીર: દારૂ: દારા—માંથી કોઇ પણ ચાર શબ્દને સાચા ઉકેલ તરીકે પસંદ કરીને તેની સાથે ઉપરનાં સોળ પ્રવેશપત્રોને સરખાવીને જોશો તો તેમાંથી એક પ્રવેશપત્ર બધા ખરામાં આવ્યા વગર નહિ જ રહે.

પરંતુ તમે ૧૬ પ્રવેશપત્રો ભરવા માગતા નથી. એટલાં પ્રવેશપત્રો ભરવા માટેની પ્રવેશફીનું ખર્ચ કરવાની તમારી ઇચ્છા નથી. તમારે ચાર વિકલ્પ ચાવીઓના આઠે શબ્દોને પરમ્યુટ કરવા છે, પણ તમારી એવી ઇચ્છા છે કે ઓછામાં ઓછાં પ્રવેશપત્રો ભરીને તદ્દન ખરામાં અથવા થોડી ભૂલોમાં આવવું. દરેક હરીફના દિલમાં એવી ઇચ્છા હોવી જ જોઇએ. ત્યારે કહો, તમે શું કરો?

## ઓછામાં ઓછી બે ભૂલ

હવે જો તમારી ઇચ્છા બે જ પ્રવેશપત્રો ભરવાની હોય અને ઓછામાં ઓછી બે ભૂલ આવવાથી તમને સંતોષ હોય તો તમે ચાર વિકલ્પ ચાવીઓના આઠ શબ્દોને નીચે પ્રમાણે પરમ્યુટ કરી શકો છો.

પ્રથમ તમે એ વિકલ્પચાવીઓના શબ્દોને બે વિભાગમાં વહેંચી દો.

| | ક વિભાગ | ખ વિભાગ |
|---|---|---|
| ૧ લી વિ. ચાવી | દેશસેવા | દેવસેવા |
| ૨ જી વિ. ચાવી | છેહ | છેડ |
| ૩ જી વિ. ચાવી | તકરાર | તકસીર |
| ૪ થી વિ. ચાવી | દારૂ | દારા |

ત્યારબાદ ચારે વિકલ્પચાવીઓના ક વિભાગના શબ્દોને પહેલા પ્રવેશપત્રમાં અને ખ વિભાગના શબ્દોને બીજા પ્રવેશપત્રમાં મૂકી દો.

| પ્ર. પત્ર | વિ. ચાવી ૧ | વિ. ચાવી ૨ | વિ. ચાવી ૩ | વિ. ચાવી ૪ |
|---|---|---|---|---|
| ૧ | દેશસેવા | છેહ | તકરાર | દારૂ |
| ૨ | દેવસેવા | છેડ | તકસીર | દારા |

એ પ્રમાણે ૧૬ પ્રવેશપત્રોને બદલે બે જ પ્રવેશપત્રો ભરવાથી તમારૂં એક પ્રવેશપત્ર કાં તો બધા ખરામાં આવી શકે, અથવા તો બે ભૂલમાં જરૂર આવી શકે. બેથી વધારે ભૂલ પડે જ નહિ.

તેનું કારણ સ્પષ્ટ જ છે. જો ઉપરનાં પ્રવેશપત્રોમાં મૂકેલા શબ્દોમાંથી પહેલા પ્રવેશપત્રવાળા ચાર શબ્દ અથવા બીજા પ્રવેશપત્રવાળા ચાર શબ્દ સાચા ઉકેલમાં હોય તો એક પ્ર. પત્ર તદ્દન ખરામાં અને બીજું ચાર ભૂલમાં આવે.

જો પહેલાના ત્રણ અને બીજાનો એક અથવા બીજાના ત્રણ અને પહેલાનો એક શબ્દ હોય તો એક પ્રવેશપત્ર એક ભૂલમાં અને બીજું ત્રણ ભૂલમાં આવે.

જો પહેલામાંથી ગમે તે બે અને બીજામાંથી ગમે તે બે શબ્દો સાચા ઉકેલમાં મૂકવામાં આવ્યાં હોય તો બેઉ પ્રવેશપત્રો બબ્બે ભૂલમાં આવી શકે.

પરંતુ તમારી એવી ઇચ્છા હોય કે એમ નહિ, બે ભૂલ પડે તે કામની નહિ. મારૂં પ્રવેશપત્ર તો બધા ખરામાં આવવું જોઇએ, અથવા વધુમાં વધુ એક જ ભૂલ આવવી જોઇએ.

જો તમારી એવી ઇચ્છા હોય તો કાંઇ બે પ્રવેશપત્રોથી ન ચાલે, તેમ જ એ માટે તમારે સોળ કિંવા આઠ પ્રવેશપત્રો ભરવાની પણ જરૂર નહિ. ચાર પ્રવેશપત્રો ભરીને તેમાં ચાર વિકલ્પ ચાવીઓના આઠે શબ્દોને પરમ્યુટ કરવાથી એ ચારમાંથી એક પ્રવેશપત્ર બધા ખરામાં આવવાની આશા રાખી શકાય. કદાચ એમ ન બને તોયે એક પ્રવેશપત્ર એક ભૂલમાં તો ગેરન્ટીથી આવી શકે. એમાં કશી શંકા લાવવાનું કારણ જ નથી.

એ ચાર પ્રવેશપત્રો કેવી રીતે ભરવાં તેનું કોષ્ટક હું અહીં રજૂ કરૂં છું·

અગાઉ આપણે ચારે વિકલ્પ ચાવીઓના શબ્દોને ક અને ખ વિભાગમાં વહેંચી દીધા છે. (જુઓ પૃષ્ઠ ૩૦)

હવે પહેલા પ્રવેશપત્રમાં ચારે ક વિભાગના શબ્દો મૂકી દો. બીજા પ્રવેશપત્રમાં ચારે ખ વિભાગના શબ્દો મૂકો. ત્રીજા પ્રવેશપત્રમાં ખ વિભાગના ત્રણ અને ક વિભાગનો એક તથા ચોથા પ્રવેશપત્રમાં ક વિભાગના ત્રણ અને ખ વિભાગનો એક શબ્દ મૂકો.

**એક ભૂલ-ચાર પ્રવેશપત્રો**

**વિકલ્પ ચાવીઓ**

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|---|
| ૧ | દેશસેવા | છેહ | તકરાર | દારૂ |
| ૨ | દેવસેવા | છેડ | તકસીર | દારા |
| ૩ | દેવસેવા | છેડ | તકસીર | દારૂ |
| ૪ | દેશસેવા | છેહ | તકરાર | દારા |

આ રીતે ચાર પ્રવેશપત્રો ભરવાથી ઉપર જણાવ્યા મુજબ બધા ખરામાં કે એક ભૂલમાં એક પ્રવેશપત્ર જરૂર આવી શકશે. કેવી રીતે? જો ક વિભાગના ચાર અથવા ખ વિભાગના ચારશબ્દો સાચા ઉકેલમાં મળી આવે તો પહેલું અથવા બીજું પ્રવેશપત્ર બધા ખરામાં આવે.

ક વિભાગમાંથી ત્રણ અને ખ વિભાગમાંથી એક અથવા ખ વિભાગમાંથી ત્રણ અને ક વિભાગમાંથી એક એમ ચાર શબ્દો સાચા ઉકેલમાં હોય તો ત્રીજું અથવા ચોથું પ્રવેશપત્ર બધા ખરામાં અથવા એક ભૂલમાં આવી શકે.

અને જો ક વિભાગમાંથી કોઇ પણ બે શબ્દો તથા ખ વિભાગમાંથી ગમે તે બે શબ્દો સાચા ઉકેલમાં હોય તો પણ ત્રીજા અને ચોથા પ્રવેશપત્રમાંથી એક પ્રવેશપત્રમાં તો જરૂર એક જ ભૂલ આવે. અર્થાત્ ક અને ખ વિભાગના બધા મળીને આઠ શબ્દોમાંથી ગમે તે ચાર શબ્દો પસંદ કરવામાં આવે તો પણ આ રીતે ભરેલાં ચાર પ્રવેશપત્રોમાંહેનું એક પ્રવેશપત્ર એક જ ભૂલમાં આવવાનું. એકથી વધુ ભૂલ કદિ પણ પડવાની નહિ.

અહીં એક વાત ફરી ફરીથી જણાવવાની રહે છે. જે શબ્દ-ચોરસ હરીફાઈમાં તમે ભાગ લેવા માગતા હો તેની વિકલ્પ ચાવી-ઓનો વિચાર કરી, તેમાંથી બીજી ચાવીઓના શબ્દોમાંથી એક અમુક શબ્દને ચોક્કસ કરી શકો, અને તમારા દિલમાં જેની શંકા રહેતી હોય તેવી ચાર વિકલ્પ ચાવીઓના દરેકના બે બે શબ્દો પસંદ કરીને તે શબ્દોને ઉપર જણાવ્યા મુજબ પરમ્યુટ કરો તો એ ચાર શબ્દોમાંથી એક પ્રવેશપત્રમાં બધા ખરા આવે અથવા વધુમાં વધુ એક ભૂલ આવે. પરંતુ બાકીની બીજી વિકલ્પ ચાવીઓના જે શબ્દો તમે નિશ્ચિત કર્યા હોય તેને બદલે શબ્દચોરસના સંપાદકે નક્કી કરેલા સાચા ઉકેલમાં જો કોઇ બીજો શબ્દ મુકવામાં આવ્યો હોય તો તેની જે ભૂલ પડે તે જુદી.

જો કે એથી નિરાશ કે નાહિમ્મત થવાની જરૂર નથી. તમે ચાર કરતાં પણ વધારે વિકલ્પ ચાવીઓના શબ્દોને પરમ્યુટ કરી શકો છો, અને તે કેવી રીતે પરમ્યુટ કરવા એ હવે પછી બતાવ્યું છે.



## દર્શન સાતમું

### પાંચ વિકલ્પ ચાવીઓ

આપણે ચાર વિકલ્પ ચાવીઓ સુધી જોઇ ગયા. હવે પાંચ વિકલ્પ ચાવીઓ લઇએ. પાંચ વિકલ્પ ચાવીઓના દરેકના બે લેખે દશ શબ્દો થાય. એ દશ શબ્દોને પરમ્યુટ કરીને તમારે તમારૂં એક પ્રવેશપત્ર બધા ખરામાં લાવવું છે. તો તમારે કેટલાં પ્રવેશપત્રો વધુમાં વધુ ભરવાં જોઇએ ?

૨×૨×૨×૨×૨=૩૨. જો તમે ૩૨ પ્રવેશપત્રો ભરો તો જ તેમાંથી એક પ્રવેશપત્ર તદ્દન સાચા જવાબવાળું બનાવવાની તમે આશા રાખી શકો. એ માટે નીચેનું કોષ્ટક જૂઓ :

# વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|
| ૧ | દેશસેવા | છેહ | તકરાર | દારૂ | રીઝ |
| ૨ | દેશસેવા | છેડ | તકરાર | દારૂ | રીઝ |
| ૩ | દેવસેવા | છેહ | તકરાર | દારૂ | રીઝ |
| ૪ | દેવસેવા | છેડ | તકરાર | દારૂ | રીઝ |
| ૫ | દેશસેવા | છેહ | તકસીર | દારૂ | રીઝ |
| ૬ | દેશસેવા | છેડ | તકસીર | દારૂ | રીઝ |
| ૭ | દેવસેવા | છેહ | તકસીર | દારૂ | રીઝ |
| ૮ | દેવસેવા | છેડ | તકસીર | દારૂ | રીઝ |
| ૯ | દેશસેવા | છેહ | તકરાર | દારા | રીઝ |
| ૧૦ | દેશસેવા | છેડ | તકરાર | દારા | રીઝ |
| ૧૧ | દેવસેવા | છેહ | તકરાર | દારા | રીઝ |
| ૧૨ | દેવસેવા | છેડ | તકરાર | દારા | રીઝ |
| ૧૩ | દેશસેવા | છેહ | તકસીર | દારા | રીઝ |
| ૧૪ | દેશસેવા | છેડ | તકસીર | દારા | રીઝ |
| ૧૫ | દેવસેવા | છેહ | તકસીર | દારા | રીઝ |
| ૧૬ | દેવસેવા | છેડ | તકસીર | દારા | રીઝ |
| ૧૭ | દેશસેવા | છેહ | તકરાર | દારૂ | રીસ |
| ૧૮ | દેશસેવા | છેડ | તકરાર | દારૂ | રીસ |
| ૧૯ | દેવસેવા | છેહ | તકરાર | દારૂ | રીસ |
| ૨૦ | દેવસેવા | છેડ | તકરાર | દારૂ | રીસ |
| ૨૧ | દેશસેવા | છેહ | તકસીર | દારૂ | રીસ |
| ૨૨ | દેશસેવા | છેડ | તકસીર | દારૂ | રીસ |
| ૨૩ | દેવસેવા | છેહ | તકસીર | દારૂ | રીસ |
| ૨૪ | દેવસેવા | છેડ | તકસીર | દારૂ | રીસ |
| ૨૫ | દેશસેવા | છેહ | તકરાર | દારા | રીસ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૬ | દેશસેવા | છેડ | તકરાર | દારા | રીસ |
| ૨૭ | દેવસેવા | છેહ | તકરાર | દારા | રીસ |
| ૨૮ | દેવસેવા | છેડ | તકરાર | દારા | રીસ |
| ૨૯ | દેશસેવા | છેહ | તકસીર | દારા | રીસ |
| ૩૦ | દેશસેવા | છેડ | તકસીર | દારા | રીસ |
| ૩૧ | દેવસેવા | છેહ | તકસીર | દારા | રીસ |
| ૩૨ | દેવસેવા | છેડ | તકસીર | દારા | રીસ |

આ ૩૨ પ્રવેશપત્રના કોષ્ટક ઉપરથી તમે જોઇ શક્યા હશો કે તેમાં અને ચાર વિકલ્પ ચાવીઓના ૧૬ પ્રવેશપત્રોવાળા કોષ્ટકમાં ઝાઝો ફેર નથી. માત્ર તેમાં એટલો જ ફેર પડે છે કે પહેલાં સોળ પ્રવેશપત્રોમાં પાંચમી વિકલ્પ ચાવીનો એક શબ્દ **રીઝ** રાખ્યો છે; જ્યારે બીજાં ૧૭થી ૩૨ સુધીનાં પ્રવેશપત્રોમાં **રીસ** શબ્દ રાખ્યો છે.

આ રીતે જો તમારે પાંચ વિકલ્પ ચાવીઓના બે બે શબ્દોને પરમ્યુટ કરવાના હોય અને તમે ૩૨ પ્રવેશપત્રો ભરો તો તેમાંથી એક પ્રવેશપત્ર તો જરૂર બધા ખરામાં આવે જ. એમાં શંકા લાવવાનું કશું પણ કારણ નથી. છતાં તમે પાંચ વિકલ્પ ચાવીના દેશસેવા : દેવસેવા : છેહ : છેડ : તકરાર : તકસીર : દારૂ : દારા : રીઝ : રીસ–એ દશ શબ્દોમાંથી કોઇ પણ પાંચ શબ્દોને સાચા ઉકેલ તરીકે પસંદ કરીને પછી તેની સાથે આ બત્રીશ પ્રવેશપત્રો સરખાવી જૂઓ. તમોએ પસંદ કરેલા પાંચે શબ્દો તમે એક પ્રવેશપત્રમાં જરૂર જોશો.

પરંતુ અહીં પણ મહત્ત્વનો પ્રશ્ન વધારે સંખ્યામાં ભરવાનાં પ્રવેશ-પત્રો અને તેની પ્રવેશફીનો ઉપસ્થિત થાય છે. અને વળી એમ કરતાં પરમ્યુટ કરવાની પાંચ વિકલ્પ ચાવીઓ સિવાયની બીજી વિકલ્પ ચાવીઓનો દરેકનો અમુક ચોક્કસ એક જ શબ્દ નિશ્ચિત કરેલો હોય તે શબ્દમાં કદાચ ફેર આવી જાય તો ?

એટલે પાંચ વિકલ્પ ચાવીઓના દશ શબ્દોને ઓછામાં ઓછાં કટલાં પ્રવેશપત્રોમાં પરમ્યુટ કરવાથી અને તેટલી ઓછી ભૂલો આવી

શકે તે જ આપણે જોવું રહ્યું. આપણે બને તેટલાં ઓછાં પ્રવેશપત્રોમાં એ શબ્દો ગણતરીથી પરમ્યુટ કરી શકીએ તો જ આપણે મોટું સાહસ કરવાનું જોખમ ખેડયા સિવાય સારી સફળતાની અમુક આશા રાખી શકીએ.

વારૂ, ત્યારે એમ માનો કે તમારે માત્ર બે જ પ્રવેશપત્રો ભરવાં છે. તો વધુમાં વધુ બે ભૂલો આવી શકે તેવો માર્ગ બતાવું.

પ્રથમ તો પાંચે વિકલ્પ ચાવીઓના શબ્દોને અગાઉ જણાવ્યા મુજબ ક અને ખ વિભાગમાં વહેંચી દો.

| વિ. ચાવી | ક વિભાગ | ખ વિભાગ |
|---|---|---|
| ૧ | દેશસેવા | દેવસેવા |
| ૨ | છેહ | છેડ |
| ૩ | તકરાર | તકસીર |
| ૪ | દારૂ | દારા |
| ૫ | રીઝ | રીસ |

હવે બે પ્રવેશપત્રો માંહેના એકમાં ક વિભાગવાળા પાંચે શબ્દો મૂકો અને બીજામાં ખ વિભાગવાળા પાંચ શબ્દો મૂકી દો. યાદ રાખો કે એમાં જો કશી ભૂલ થઇ ગઇ તો ભૂલો વધી જશે.

આ પ્રમાણે પ્રવેશપત્રો ભરો :

| પ્ર. પત્ર | વિકલ્પ ચાવીઓ | | | | |
|---|---|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧લું | દેશસેવા | છેહ | તકરાર | દારૂ | રીઝ |
| ૨જું | દેવસેવા | છેડ | તકસીર | દારા | રીસ |

કોઇ હરીફ પ્રશ્ન કરે કે ચાર વિકલ્પ ચાવીઓના શબ્દોમાંથી બે ભૂલ લાવવાને માટે બે પ્રવેશપત્રો અને તેના કરતાં એક વિકલ્પ ચાવી વધવા છતાં તેને માટે પણ બે ભૂલ લાવવાને બે જ પ્રવેશપત્રો કેમ? ચાર કેમ નહિ?

તેનું કારણ હીસાબની ગણતરી છે. કેવી રીતે તે હું સમજાવું. જો ક વિભાગવાળા પાંચે શબ્દો સાચા ઉકેલમાં હોય તો પહેલું અને

ખ વિભાગવાળા પાંચે શબ્દો હોય તો બીજું પ્રવેશપત્ર બધા ખરામાં આવે એ તો સમજી શકાય છે.

ક વિભાગવાળા ચાર અને ખ વિભાગવાળો એક અથવા ખ વિભાગવાળા ચાર અને ક વિભાગવાળો એક એવી રીતે સાચા ઉકેલમાં શબ્દો મુકાયા હોય તો એક પ્રવેશપત્ર એક ભૂલમાં અને બીજું ચાર ભૂલમાં આવે.

પરંતુ ક વિભાગના બે અને ખ વિભાગના ત્રણ અથવા ખ વિભાગના બે અને ક વિભાગના ત્રણ શબ્દો સાચા ઉકેલમાં હોય તો એક પ્રવેશપત્ર બે ભૂલમાં આવે. હવે આપને સમજાશે કે ઉપર મુજબ પ્રવેશપત્ર ભરવાથી જો નિશ્ચિત કરેલા શબ્દોમાં ભૂલ ન પડે તો માત્ર બે પ્રવેશપત્રો ભરવાથી જ એક પ્રવેશપત્ર બે ભૂલમાં ચોક્કસ લાવી શકાય.

**એક જ ભૂલ**

પરંતુ બે ભૂલમાં ઘણી વખત મોટું ઇનામ નથી મળી શકતું; જ્યારે એક ભૂલમાં સારૂં ઇનામ મળવાની, કેટલીક વખત મોટામાં મોટું ઇનામ મળવાની સંભાવના રહે છે. ત્યારે વધુમાં વધુ એક ભૂલમાં એક પ્રવેશપત્ર લાવવાને માટે શું કરવું ?

એ માટેનો માર્ગ પણ મોજુદ છે. પરંતુ અહીં થોડો ફેર પડશે. ચાર અથવા પાંચ વિકલ્પ ચાવીઓ હોય તો બે ભૂલમાં લાવવા માટે બે જ પ્રવેશપત્રોથી નભી શકે છે; પરંતુ એક ભૂલમાં એક પ્રવેશપત્ર લાવવા માટે ચાર વિકલ્પ ચાવીઓના શબ્દોને પરમ્યુટ કરવાને ચાર પ્રવેશપત્રોની જરૂર પડે છે, જ્યારે એક ભૂલ માટે પાંચ વિકલ્પ ચાવીઓના શબ્દોને પરમ્યુટ કરવા હોય તો ચાર પ્રવેશપત્રોથી નહિ ચાલી શકે. તેને માટે આઠ પ્રવેશપત્રો ભરવાં પડશે.

જો ટુંકમાં સમજાવવું હોય તો એ આઠ પ્રવેશપત્રો, ચાર વિકલ્પ ચાવીઓનાં જે ચાર પ્રવેશપત્રો ભરવાનું બતાવ્યું છે તે જ રીતે ભરવાનાં છે. એ રીતે પ્રથમ ચાર પ્રવેશપત્રો ભરીને તેની

સાથે પાંચમી વિકલ્પ ચાવીનો ક વિભાગનો 'રીઝ' શબ્દ મૂકી દો અને એવાં જ બીજાં ચાર પ્રવેશપત્રો ભરીને તેની સાથે ખ વિભાગનો 'રીસ' શબ્દ મૂકી દો.

છતાં સંભવ છે કે કોઇ હરીફને એનો બરાબર ખ્યાલ નહિ આવે. હરકત નહિ, એ આઠ પ્રવેશપત્રોનું કોષ્ટક જ અહીં ઉતારીએ :

વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | દેશસેવા | છેહ | તકરાર | દારૂ | રીઝ |
| ૨ | દેવસેવા | છેડ | તકસીર | દારા | રીઝ |
| ૩ | દેવસેવા | છેડ | તકસીર | દારૂ | રીઝ |
| ૪ | દેશસેવા | છેહ | તકરાર | દારા | રીઝ |
| ૫ | દેશસેવા | છેહ | તકરાર | દારૂ | રીસ |
| ૬ | દેવસેવા | છેડ | તકસીર | દારા | રીસ |
| ૭ | દેવસેવા | છેડ | તકસીર | દારૂ | રીસ |
| ૮ | દેશસેવા | છેહ | તકરાર | દારા | રીસ |

આ રીતે પાંચ વિકલ્પ ચાવીઓના દશે શબ્દોનો તમે ફક્ત આઠ પ્રવેશપત્રમાં જ સમાવેશ કરીને એક ભૂલમાં તો અચૂક લાવી શકો છો, એટલું જ માત્ર નહિ પરંતુ ઉપરનાં આઠ પ્રવેશપત્રોમાંથી એકાદા પ્રવેશપત્રમાં ગોઠવેલા શબ્દો જો સાચા ઉકેલમાં હોય તો તમારૂં એક પ્રવેશપત્ર બધા ખરામાં પણ આવવાની આશા રાખી શકાય. ક્યાં ૩૨ અને ક્યાં ૮ પ્રવેશપત્ર ?

આ રીતે પ્રવેશપત્રો ભરવામાં ખૂબી તો ગણતરીની જ છે. તમે કોઇ પણ પાંચ શબ્દો સાચા ઉકેલ તરીકે માનીને આ પ્રવેશપત્રોની તપાસ લઇ શકો છો.

જો ક વિભાગના પાંચ અથવા ખ વિભાગના પાંચ શબ્દો સાચા ઉકેલમાં હોય તો પહેલું અથવા છઠ્ઠું પ્રવેશપત્ર બધા ખરામાં આવી શકે.

જો ક વિભાગના ચાર અને ખ વિભાગનો એક શબ્દ હોય અથવા ખ વિભાગના ચાર અને ક વિભાગનો એક શબ્દ હોય તો બીજું, ચોથું, પાંચમું કે સાતમું એ ચારમાંથી એક પ્રવેશપત્ર જરૂર બધા ખરામાં આવી શકે.

પરંતુ જો ક વિભાગના ગમે તે ત્રણ અને ખ વિભાગના ગમે તે બે અથવા ક વિભાગના ગમે તે બે અને ખ વિભાગના ગમે તે ત્રણ શબ્દો સાચા ઉકેલમાં હોય તો પણ આ આઠમાંહેનું એક પ્રવેશપત્ર તો એક ભૂલમાં જરૂર આવી જ શકે. એ માટે તમે ઉપર જણાવ્યા મુજબ ગમે તે રીતે પાંચ જુદા જુદા શબ્દોને સાચા ઉકેલ તરીકે પસંદ કરીને તેની સાથે આઠે પ્રવેશપત્રોને સરખાવી જુઓ. તેમાંથી કોઇ પણ એક પ્રવેશપત્ર તો એક ભૂલમાં જરૂર આવવાનું.



## દર્શન ૮મું



### ૭ વિકલ્પ ચાવીઓ

હવે પાંચથી આગળ વધીને ૭ વિકલ્પ ચાવીઓમાં આપણે દાખલ થઇએ છીએ. ૭ વિકલ્પ ચાવીઓના શબ્દોને આપણે ક્યારે પરમ્યુટ કરવા પડે ? બધી વિકલ્પ ચાવીઓનો વિચાર કરતાં એમાં-હેની અમુક અમુક ચાવી માટેનો એકેક શબ્દ આપણે નિશ્ચિત કરી શકતા હોઇએ, પણ તેની અંદરની ૭ ચાવીઓ આપણને એવી લાગે કે તે દરેકના બેઉ શબ્દો ચાવીની રચનાને ફીટ થતાં આપણને લાગતા હોય.

ઘણી વાર ચાવીની રચનામા કોઇ છટકું હોય છે અથવા તો જુદા જુદા દૃષ્ટિબિન્દુને કારણે પણ એક કરતાં વધુ શબ્દ પસંદ કરવા યોગ્ય લાગે છે. આપણે અમુક શબ્દ પસંદ કરતા હોઇએ, સંપાદક જુદો શબ્દ પસંદ કરે. છતાં બેઉ વાજબી છે એમ તટસ્થ પરીક્ષકને પણ લાગે.

એવા પ્રસંગમાં જો આપણે આપણા નક્કી કરેલા શબ્દ ઉપર જ મક્કમ રહ્યા હોઇએ તો જરૂર ગોથું ખાઈ જઈએ. કોઇ પણ શબ્દચોરસની હરીફાઇમાં તમે નક્કી કરેલા શબ્દોવાળું એક જ પ્રવેશપત્ર ભરવાથી તમારૂં એ પ્રવેશપત્ર બધા ખરામાં અથવા ઓછામાં ઓછી ભૂલમાં આવે એવું તો ભાગ્યે જ બની શકે. ન જ બની શકે એમ હું નથી કહેતો. કારણ કે વિકલ્પ ચાવીઓમાં અને ઇન્ટરલોકરની ચાવીઓમાં જે શબ્દ સંપાદકે પસંદ કર્યા હોય, તે જ શબ્દ તમારી વિચારસરણીમાં બંધ બેસી ગયા હોય અને એ જ શબ્દ તમે તમારા પ્રવેશપત્રમાં મૂકયા હોય તો તમારૂં પ્રવેશપત્ર શબ્દચોરસના સંપાદકને પરાજીત બનાવી, બધા ખરામાં આવી, પહેલું ઈનામ જરૂર મેળવી શકે.

પરંતુ અનુભવ પરથી માલુમ પડયું છે કે એવું જવલ્લે જ બને છે. તેનું કારણ છે 'मूंडे मूंडे मतिर्भिन्ना:'–કપાળે કપાળે જુદી મત. પરંતુ જ્યારે આવું હોય છે, હરીફને અમુક અમુક વિકલ્પ ચાવીઓમાં શંકા રહે છે, ત્યારે પણ તે હિમ્મત હારી જતો નથી. તે વખતે એક જ શબ્દ નક્કી કરવાને બદલે દરેક ચાવીના બે શબ્દો રાખીને, પોતાના ગણિતશાસ્ત્રના જ્ઞાનનો તે ઉપયોગ કરે છે. વધારે પ્રવેશપત્રો ભરીને પણ ગણિતપાશમાં પોતાને શંકા પડતી ચાવી-ઓના જુદા જુદા શબ્દોને આવરી લઇ, તેમને પોતે નક્કી કરેલા સ્થાને મૂકીને પણ પોતાના એક પ્રવેશપત્રને કદાચ બધા ખરામાં અથવા ચોક્કસ રીતે એક ભૂલમાં, બે ભૂલમાં કે ત્રણ ભૂલમાં લાવી શકે છે.

એ રીતે પાંચ સુધીની વિકલ્પ ચાવીઓના શબ્દોને કેમ ગોઠવવા તે અત્યારસુધીમાં આપણે જોઇ ગયા. આટલું જો બરાબર ધ્યાનપૂર્વક વાંચી, વિચારીને તમે સમજી શકયા હશો તો હવે આગળ વધવામાં તમને જરીકે મુશ્કેલી નડશે નહિ.

અહીં માત્ર એક મુંઝવણ રહે છે. તેનો આપણે ઉકેલ કરી લઇએ. અત્યારસુધી વિકલ્પ ચાવીઓ ઓછી હતી. એટલે જુદા જુદા શબ્દો

મૂકીને કોષ્ટકો બનાવ્યાં હતાં. પણ વિકલ્પ ચાવીઓ વધતી જતી હોવાથી એ બધા શબ્દોને મૂકવા જઈએ તો આ પુસ્તકના કદમાં તેનો કદાચ સમાવેશ ન થાય, કોષ્ટક ગીચ બની જાય, અને તેથી તે સુવાચ્ય ન બને.

એટલે હવે આપણે શબ્દો મૂકવાને બદલે તેને ક તથા ખ બે વિભાગમાં વહેંચી દઈ, તે શબ્દને બદલે જો તે ક વિભાગનો હશે તો ક અને ખ વિભાગનો શબ્દ મૂકવાનો હશે તો ખ–એવી રીતે મૂકીશું. એથી તમને વાંચવા અને સમજવામાં પણ સગવડ રહેશે.

વારૂ હવે તમે છ વિકલ્પ ચાવીઓના શબ્દો લઈને તેને ક અને ખ વિભાગમાં મૂકો.

| વિકલ્પ ચાવી | ક વિભાગ | ખ વિભાગ |
|---|---|---|
| ૧ | દેશસેવા | દેવસેવા |
| ૨ | છેહ | છેડ |
| ૩ | તકરાર | તકસીર |
| ૪ | દારૂ | દારા |
| ૫ | રીઝ | રીસ |
| ૬ | કથા | કળા |

જો તમારે બધા ખરામાં તમારૂં એક પ્રવેશપત્ર લાવવું હોય તો છ વિકલ્પ ચાવીઓ હોઇ ૨×૨×૨×૨×૨×૨=૬૪ પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

એ ૬૪ પ્રવેશપત્રો અહીં રજૂ કરીને નકામી જગ્યા રોકવાની મને જરૂર લાગતી નથી. એટલે અહીં ટુંકાણમાં જ તે આપને સમજાવી દઉં.

અગાઉ પાંચ વિકલ્પ ચાવીઓવાળા એક પ્રવેશપત્રને ચોક્કસપણે બધા ખરામાં લાવવા માટે ૩૨ પ્રવેશપત્રોવાળું ચોકઠું રજૂ કર્યું છે તે જુઓ. એવાં ૩૨ પ્રવેશપત્રો ભરો અને તેની સાથે છઠી વિકલ્પ ચાવીનો ક વિભાગવાળો ‘કથા’ શબ્દ મૂકો. ત્યારબાદ એ જ મુજબ

બીજાં બત્રીશ પ્રવેશપત્રો ભરીને તેની અંદર છઠી વિકલ્પ ચાવીનો ખ વિભાગવાળો કળા શબ્દ મૂકી દ્યો.

આ પ્રમાણે કરવાથી છ વિકલ્પ ચાવીઓના કુલ્લે થતા બાર શબ્દોમાંથી ગમે તે છ શબ્દો સંપાદકે પસંદ કર્યા હોય તો પણ તેની સાથે સરખાવતાં તમારૂં એક પ્રવેશપત્ર બધા ખરામાં આવવાનું.

પરંતુ જેમને ઓછાં પ્રવેશપત્રો ભરવાનાં છે તેઓ ચાર પ્રવેશપત્રો ભરીને પણ પોતાનું એક પ્રવેશપત્ર બે ભૂલમાં લાવી શકે છે.

એ ચાર પ્રવેશપત્રોનું કોષ્ટક અહીં રજુ કરવામાં આવે છે. પરંતુ તેમાં શબ્દો મૂકવામાં નહિ આવે. તેને બદલે ક અને ખ એ પ્રમાણે મૂકવામાં આવશે. આ પછી રજૂ થતાં ચોકઠાંઓમાં પણ એ પ્રમાણે ક અને ખ જ મૂકીશું. પછી પ્રવેશપત્ર ભરતી વખતે તે શબ્દચોરસની વિકલ્પ ચાવીઓના બે બે શબ્દોમાંથી એકને ક અને બીજાને ખ વિભાગમાં મૂકી, આ કોષ્ટકમાં ક મૂકેલો હોય તે સ્થળે તેના વિભાગનો અને ખ મૂકેલો હોય એ સ્થળે ખ વિભાગનો શબ્દ મૂકી દેવાથી તમારૂં પ્રવેશપત્ર કોષ્ટક મુજબનું બની જશે.

### ચાર પ્રવેશપત્રમાં બે ભૂલ

પહેલા પ્રવેશપત્રમાં છયે ક મૂકો, બીજામાં છયે ખ મૂકો, ત્રીજામાં ત્રણ ક અને ત્રણ ખ મૂકો, ચોથામાં ત્રણ ખ અને ત્રણ ક મૂકો.

કોષ્ટક — વિકલ્પ ચાવીઓ

| પ્રવેશ પત્રો | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૩ | ક | ક | ક | ખ | ખ | ખ |
| ૪ | ખ | ખ | ખ | ક | ક | ક |

આ રીતે ચાર પ્રવેશપત્રો ભરવાથી કદાચ એક પ્રવેશપત્ર બધા ખરામાં આવે, એક ભૂલમાં આવે, અથવા બે ભૂલમાં તો જરૂર આવે. સંપાદકે ગમે તે છ શબ્દો પસંદ કર્યા હોય, પરંતુ એ છ

શબ્દોની સાથે સરખાવતાં આ ચાર પ્રવેશપત્રમાંથી એક પ્રવેશપત્રમાં વધુમાં વધુ બે જ ભૂલ આવવાની, બીજાં ત્રણ પ્રવેશપત્રોમાં ત્રણ કે ચાર ભૂલો હશે, પણ એક પ્રવેશપત્ર બે ભૂલવાળું જરૂર નિકળવાનું. તેનું કારણ એ છે કે ઉપરના કોષ્ટક મુજબ તમે ગણતરીથી તમારાં પ્રવેશપત્રોમાં શબ્દો મૂકેલા છે. એ ગણતરીની વિગત સમજાવતાં ઘણું લંબાણ થવાનો સંભવ છે. તમને જો ગણિતમાં રસ હશે તો આ કોષ્ટક ઉપરથી સમજી શકશો. જો કદાચ ગણિતમાં રસ ન હોય, અને ગણિતનું પૂર્ણ જ્ઞાન પણ ન હોય, તો પણ ઉપરનું કોષ્ટક બરાબર સમજીને એ પ્રમાણે તમારૂં પ્રવેશપત્ર ભરશો તો પણ તેનું પરિણામ ઉપર જણાવ્યા મુજબ જ આવશે.

**એક ભૂલ માટે ૧૬ પ્રવેશપત્ર**

પરંતુ એથી કદાચ તમને સંતોષ નહિ થાય. તેનું એક કારણ છે. એમ માનો કે અમુક શબ્દચોરસ કે શબ્દવ્યૂહનું પરિણામ બધા ખરાથી શરૂ થાય છે. એક ભૂલમાં પણ પ્રવેશપત્રો આવે છે અને બે ભૂલમાં તો સંખ્યાબંધ પ્રવેશપત્રો આવે છે. એથી બે ભૂલવાળાને મળતી ઇનામની રકમ સંખ્યાબંધ હરીફો વચ્ચે વહેંચાઇ જવાને લીધે ઘણી ન્હાની રકમ મળે, તે તમને સંતોષ આપનારી ન બને. એટલે સ્વાભાવિક રીતે જ તમને ઇચ્છા રહે કે તમારૂં એક પ્રવેશપત્ર બધા ખરામાં કિંવા વધુમાં વધુ એક ભૂલમાં આવે તો સારૂં.

જો એવો તમારો આગ્રહ હોય તો બધા ખરાના સંભવ સાથે વધુમાં વધુ એક ભૂલ લાવવાને માટે છ વિકલ્પ ચાવીઓના બારે શબ્દો આવરી લેવાને તમારે વધુમાં વધુ ૧૬ પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

એ પ્રવેશપત્રો તમે કેવી રીતે ભરશો? અગાઉ પાંચ વિકલ્પ ચાવીઓને માટે જે આઠ પ્રવેશપત્રોનું કોષ્ટક આપ્યું છે તે જૂઓ. એ રીતે આઠ પ્રવેશપત્રો ભરીને તેની છઠ્ઠી વિકલ્પચાવીનો ક વિભાગનો શબ્દ મૂકો અને તે જ પ્રમાણે બીજાં આઠ પ્રવેશપત્રો ભરીને તેની સાથે છઠ્ઠી વિકલ્પ ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકો. તેનું કોષ્ટક આ નીચે આપવામાં આવે છે.

કોષ્ટક

## વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ક | ક |
| ૩ | ખ | ખ | ખ | ક | ક | ક |
| ૪ | ક | ક | ક | ખ | ક | ક |
| ૫ | ક | ક | ક | ક | ખ | ક |
| ૬ | ખ | ખ | ખ | ખ | ખ | ક |
| ૭ | ખ | ખ | ખ | ક | ખ | ક |
| ૮ | ક | ક | ક | ખ | ખ | ક |
| ૯ | ક | ક | ક | ક | ક | ખ |
| ૧૦ | ખ | ખ | ખ | ખ | ક | ખ |
| ૧૧ | ખ | ખ | ખ | ક | ક | ખ |
| ૧૨ | ક | ક | ક | ખ | ક | ખ |
| ૧૩ | ક | ક | ક | ક | ખ | ખ |
| ૧૪ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૧૫ | ખ | ખ | ખ | ક | ખ | ખ |
| ૧૬ | ક | ક | ક | ખ | ખ | ખ |

આ રીતે સોળ પ્રવેશપત્રો ભરવાં. જ્યાં ક મુકયો છે ત્યાં ક વિભાગનો શબ્દ મૂકવો અને જ્યાં ખ મુકયો છે ત્યાં ખ વિભાગનો શબ્દ મૂકવો.

હવે સંપાદકે સાચા ઉકેલમાં મૂકેલા તમને શંકા પડતી લાગતી વિકલ્પ ચાવીઓના ૭ શબ્દો સાથે તમારા પ્રવેશપત્રને સરખાવો. કાં તો એકાદ પ્રવેશપત્ર બધા ખરામાં આવી જશે અથવા તો એક પ્રવેશપત્ર એવું નિકળશે કે જેમાં એક જ ભૂલ હોય.



# દર્શન નવમું

## સાત વિકલ્પ ચાવીઓ

છ વિકલ્પ ચાવીઓના શબ્દોને પરમ્યુટ કરવાથી પણ કદાચ આપણને સંતોષ નહિ થાય. શબ્દચોરસની હરીફાઇમાં કેટલીક વાર ચાવીઓની રચના એવા પ્રકારની હોય છે કે આપણે ગમે તેટલો વિચાર કરીએ તો પણ અમુક નિર્ણય કરીને ચોક્કસ એક શબ્દ નક્કી કરી શકતા નથી. એટલે બનતાં સુધી જોખમમાં નહિ રહેવાને માટે વધુમાં વધુ શબ્દોને પરમ્યુટ કરવાની આપણી ઇચ્છા રહે છે.

હવે એમ માનો કે આપણી પાસે સાત વિકલ્પ ચાવીઓના, દરેક ચાવીના બે લેખે કુલ ૧૪ શબ્દો પરમ્યુટ કરવાના છે. તો આપણે શું કરવું જોઇએ?

પહેલી વાત તો એ છે કે અગાઉ જણાવ્યા મુજબ દરેક ચાવીના બે બે શબ્દો ક અને ખ વિભાગમાં વહેંચી નાંખવા. એટલે સાત શબ્દો ક અને બીજા સાત શબ્દો ખ વિભાગમાં આવશે.

**ત્રણ ભૂલ માટે બે પ્રવેશપત્રો**

આટલું કર્યા પછી જો તમારી એવી ઇચ્છા હોય કે આ સાત શબ્દોમાં ત્રણ ભૂલ પડે ત્યાં સુધી વાંધો નથી; તો તમે બેજ પ્રવેશપત્રો ભરીને તે માંહેના એકને ત્રણ ભૂલમાં લાવી શકો છો. તેમાંથી એક પ્રવેશપત્રમાં સાતે વિકલ્પ ચાવીના ક વિભાગના અને બીજા પ્રવેશપત્રમાં ખ વિભાગના શબ્દો મૂકી દો.

**કોષ્ટક** — વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |

આ કોષ્ટકની ચકાસણી કરવાને માટે તમે સાત વિકલ્પ ચાવી-ઓના ૧૪ શબ્દોમાંથી કોઈ પણ સાત શબ્દો પસંદ કરો. જો તમે ક વિભાગના સાત અથવા તો ખ વિભાગના સાત શબ્દો સાચા ઉકેલ તરીકે નક્કી કર્યા હશે તો એક પ્રવેશપત્ર બધા ખરામાં આવશે.

ક વિભાગના છ અને ખ વિભાગનો એક અથવા ખ વિભા-ગના છ અને ક વિભાગનો એક એ રીતે નકકી કર્યા હશે તો એક ભૂલમાં આવશે.

તે જ પ્રમાણે કોઇ પણ એક વિભાગમાંથી પાંચ અને બીજા વિભાગમાંથી બે શબ્દો નકકી કર્યા હશે તો એક પ્રવેશપત્ર બે ભૂલમાં આવશે. અને કદાચ કોઇ પણ એક વિભાગમાંથી ત્રણ અને બીજા વિભાગમાંથી ચાર શબ્દો પસંદ કરવામાં આવે તો એક પ્રવેશપત્ર ત્રણ ભૂલમાં આવશે.

એ રીતે ગમે તે સાત શબ્દોની પસંદગી કરવામાં આવે તો પણ એક પ્રવેશપત્રમાં તો વધુમાં વધુ ત્રણ ભૂલો જ આવવાની, જ્યારે બે ભૂલ, એક ભૂલ અથવા તો બધા ખરામાં પણ આવવાનો કોઈ વાર સંભવ રહે ખરો.

## બે ભૂલ માટે આઠ પ્રવેશપત્રો

પરંતુ તમે બે કરતાં વધારે ભૂલો પડે એમ ન ઇચ્છતા હો તો તમારે આઠ પ્રવેશપત્રો ભરવાં જોઇએ. છ વિકલ્પ ચાવીઓવાળા દર્શન ૮માં એક પ્રવેશપત્ર વધુમાં વધુ બે ભૂલમાં લાવવા માટે ચાર પ્રવેશપત્રો ભરવાની રીત બતાવી છે.

એવાં ચાર પ્રવેશપત્રો ભરીને તેમાં સાતમી વિકલ્પ ચાવીનો ક વિભાગવાળો શબ્દ મુકવો અને એવાં જ બીજાં ચાર પ્રવેશપત્રો ભરીને તેમાં સાતમી ચાવીનો ખ વિભાગવાળો શબ્દ મુકવો. એ રીતે આઠ પ્રવેશપત્ર તૈયાર થાય છે. તેનું કોષ્ટક પણ અહીં આપું છું, એટલે તે ભરવામાં કોઇ મુંઝવણ ન રહે.

## કોષ્ટક — વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક |
| ૩ | ક | ક | ક | ખ | ખ | ખ | ક |
| ૪ | ખ | ખ | ખ | ક | ક | ક | ક |
| ૫ | ક | ક | ક | ક | ક | ક | ખ |
| ૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૭ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ |
| ૮ | ખ | ખ | ખ | ક | ક | ક | ખ |

આ પ્રવેશપત્રોમાં સાત વિકલ્પ ચાવીઓના ચૌદે શબ્દો પરસ્ફુટ થઇ જાય છે. પ્રવેશપત્ર પહેલામાં સાત ક છે, પ્રવેશપત્ર છઠામાં સાત ખ છે. પ્રવેશપત્ર ત્રીજામાં અને ચોથામાં ચાર ક અને ત્રણ ખ તથા પ્રવેશપત્ર સાત અને આઠમાં ત્રણ ક અને ચાર ખ છે.

આ ગણિતપાશ એવા પ્રકારનો રચાયો છે, કે કોઇ પણ સાત શબ્દો સાચા ઉકેલમાં હોય તો પણ ઉપરનાં આઠ પ્રવેશપત્રોમાંહેનું એક વધુમાં વધુ બે જ ભૂલમાં આવે.

**એક ભૂલ માટે ૧૬ પ્રવેશપત્રો**

હવે અહીં સોળ પ્રવેશપત્રોનું એક કોષ્ઠક રજૂ કરૂં છું. આ કોષ્ટક પૂરા અભ્યાસ પછી તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં ક અને ખ વિભાગના શબ્દોની એવી ગોઠવણ કરવામાં આવી છે કે શબ્દચોરસના ચતુર સંપાદકે સાત વિકલ્પ ચાવીઓમાંથી દરેક ચાવીનો ગમે તે એક શબ્દ સાચા ઉકેલમાં મુકયો હોય તો પણ તેની સાથે સરખાવતાં આ સોળ પ્રવેશપત્ર માંહેનું એક પ્રવેશપત્ર કદાચ બધા ખરામાં આવી જાય અથવા તો એક પ્રવેશપત્ર વધુમાં વધુ એક જ ભૂલમાં આવે.

આ કોષ્ટક જરૂર તમારી પસંદગી પોતાની તરફ ખેંચી લેશે.

સાત વિકલ્પચાવીઓના શબ્દોને પરમ્યુટ કરીને જો એક પ્રવેશ-પત્ર ગેરન્ટીથી બધા ખરામાં લાવવું હોય તો તો શરૂઆતમાં જણાવેલા નિયમ પ્રમાણે આપણે ૨×૨×૨×૨×૨×૨×૨=૧૨૮ પ્રવેશપત્રો ભરવાં જોઇએ. એ પ્રવેશપત્રો કેવી રીતે ભરવાં એ તો અગાઉ બતાવાઇ ગયું છે. ૭ વિકલ્પ ચાવીઓને માટે તૈયાર કરેલાં ૬૪ પ્રવેશપત્રોની સાથે સાતમી વિકલ્પ ચાવીનો ક વિભાગનો અને બીજાં તેવાં જ ૬૪ પ્રવેશપત્રોની સાથે સાતમી વિકલ્પ ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકી દો. એ રીતે જો ૧૨૮ પ્રવેશપત્ર તૈયાર કરો તો તેમાંહેનું એક પ્રવેશપત્ર એ સાત શબ્દો પૂરતું તો બિલકુલ ભૂલ વગરનું બધા ખરામાં આવે જ આવે.

પરંતુ ૧૨૮ પ્રવેશપત્રો ભરવાની બધાની તાકાત ન હોય. તેમને માટે અહીં આપેલાં ૧૬ પ્રવેશપત્રોમાં જ તદ્દન ખરાનો સંભવ અથવા વધુમાં વધુ એક ભૂલવાળા એક પ્રવેશપત્રની નિઃસંકોચપણે ખાતરી આપી શકાય.

જો કે તેમાં એક વાત ભૂલવાની નથી. આ સાત સિવાયની બીજી વિકલ્પ ચાવીઓનો તમે ચોક્કસ કરેલો શબ્દ જે દરેક પ્રવેશ-પત્રમાં એક જ હોય અને તેને પરમ્યુટ કરવામાં આવ્યો નથી, તે સંપાદકે તેમના સાચા ઉકેલમાં મૂકેલો હોવો જોઇએ. જો તેમાં કોઇ શબ્દનો ફેર થયો હોય અર્થાત્ સાચા ઉકેલમાં જે હોય તેના કરતાં તમે કોઈ બીજો શબ્દ પસંદ કર્યો હોય તો એ કારણે પડેલી એ શબ્દની ભૂલ માટે આ કોષ્ટકને જવાબદાર લેખી શકાશે નહિ.

હવે આપણે કોષ્ટક જોઇએ:

કોષ્ટક

## વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્રો | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ક | ક | ક | ક |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ |
| ૪ | ક | ક | ખ | ખ | ક | ખ | ક |
| ૫ | ખ | ખ | ક | ક | ખ | ક | ખ |
| ૬ | ખ | ક | ક | ક | ખ | ખ | ક |
| ૭ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ |
| ૮ | ક | ખ | ક | ખ | ખ | ક | ક |
| ૯ | ખ | ક | ખ | ક | ક | ખ | ખ |
| ૧૦ | ખ | ક | ખ | ખ | ખ | ક | ક |
| ૧૧ | ક | ખ | ક | ક | ક | ખ | ખ |
| ૧૨ | ક | ખ | ખ | ક | ખ | ખ | ક |
| ૧૩ | ખ | ક | ક | ખ | ક | ક | ખ |
| ૧૪ | ખ | ખ | ક | ખ | ક | ખ | ક |
| ૧૫ | ક | ક | ખ | ક | ખ | ક | ખ |
| ૧૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |

તમે તમારી રીતે આ કોષ્ટકની તપાસ લઇ શકો છો. સામાન્ય રીતે ૭ વિકલ્પ ચાવીઓના શબ્દોને પરમ્યુટ કરી એક ભૂલમાં આવવા માટે ૧૬ પ્રવેશપત્રો જોઇએ છે. એ ગણતરી પ્રમાણે સાત વિકલ્પ ચાવીઓના શબ્દોને પરમ્યુટ કરવા હોય તો ૩૨ પ્રવેશપત્રો ભરવાં જોઇએ. પરંતુ તેની અંદર કરકસર કરીને આ કોષ્ટકમાં માત્ર ૧૬ પ્રવેશપત્રોમાં જ સાતે વિકલ્પ ચાવીઓના બેઉ વિભાગના શબ્દોને એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે તેનું પરિણામ તમને જરૂર આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં જણાશે. એ વિષયમાં આથી વિશેષ ચર્ચા કરવાની બિલકુલ જરૂર નથી.



# દર્શન દશમું

## આઠ વિકલ્પ ચાવીઓ

ઉત્તરોત્તર આપણે એકેક ચાવી વધતા જઇએ છીએ, અને અત્યારે પ્રગતિના જમાનામાં આગળ વધતું જ જોઇએ. કારણ કે શબ્દચોરસ યા શબ્દવ્યૂહના સંપાદકો પણ હરીફોને છટકામાં સપડાવવા માટે વધારે ભૂલો પડવાનો સંભવ રહે તેવી વિકલ્પ ચાવીઓ રચવામાં પ્રગતિ કરી રહ્યા છે.

મને ખ્યાલ છે કે ગુજરાતી ભાષામાં શબ્દચોરસની શરૂઆત થઇ ત્યારે સામાન્ય રીતે દશથી અગીયાર વિકલ્પ ચાવીઓ રહેતી. એટલે કે વધુમાં વધુ દશ ભૂલો પડે. પરંતુ તેમાં પણ પાંચ-છ વિકલ્પ ચાવીઓની રચના એવી હોય કે તેની ઉપરથી અમુક ચોક્કસ એક જ શબ્દ નિશ્ચિત કરી શકાય. બાકીની ચાર કે પાંચ ચાવીઓના શબ્દોને પરસ્ફુટ કરવાના રહે.

જન્મભૂમિ ગુજરાતી શબ્દરચના હરીફાઇના સંપાદકે શરૂઆતમાં તેમના ઘણું કરીને ત્રીજા શબ્દવ્યૂહમાં વિકલ્પ ચાવીઓની રચના એવી બનાવી હતી કે તેની ઉપરથી શબ્દો ચોક્કસ કરી, એ હરીફાઇમાં ભાગ લેનારમાંથી એક હજાર જેટલા હરીફો બધા ખરામાં આવ્યા હતા.

વિકલ્પ ચાવીઓની રચના એવી સરલ હોય તો તો હરીફને કશી મહેનત કરવાની રહેતી જ નથી. પરંતુ દિન પ્રતિ દિન સંપાદકો પ્રગતિ કરતા ગયા છે અને વિકલ્પ ચાવીઓની સંખ્યા પણ વધારતા ગયા છે. અગાઉ દશ ભૂલની જોગવાઇ રહેતી તેને બદલે અત્યારે અઢાર-ઓગણીશ-કોઇ વાર વીશ ભૂલની પણ જોગવાઇ રહે છે.

તેમાં પણ કોઇ વ્યૂહમાં અમુક ચાવીઓની રચના સરલ રાખવામાં આવે છે, જ્યારે કોઇ વખત અઘરી, અસ્પષ્ટ અથવા ઉંધે રસ્તે દોરનારી લાગે તેવી પણ રાખવામાં આવે છે. એ વાત સાચી છે કે

બધીય વિકલ્પ ચાવીઓની રચના મુંઝવનારી નથી હોતી. પરંતુ કોઈ વાર આપણને સરલ લાગતી રચનાને કારણે આપણે નક્કી કરેલા શબ્દમાં પણ ગુલાંટ ખાઈ જઈએ છીએ.

એવી સ્થિતિ હોવાને લીધે અને તેટલું સાહસ ખેડવાની આપણને ઇચ્છા ઉદ્ભવે છે. અને તેથી શંકા પડતી વિકલ્પ ચાવીઓની સંખ્યાને વધારીને પણ ઓછામાં ઓછી ભૂલ અથવા બધા ખરા-વાળું પ્રવેશપત્ર કેવી રીતે બનાવી શકાય–એ પ્રશ્ન આપણા મગજમાં ખડો થાય છે. એટલે હવે આઠ વિકલ્પ ચાવીઓમાં પણ આપણે સંપાદકને કેવી રીતે શેહ આપી શકીએ તેનો અહીં વિચાર કરીએ.

જો આઠ વિકલ્પ ચાવીઓના દરેકના બે શબ્દ લેખે સોળે શબ્દોને પરમ્યુટ કરીને એક પ્રવેશપત્ર ખરે-ખરીથી બધા ખરામાં લાવવું હોય તો શરૂઆતમાં જણાવેલા નિયમ મુજબ ૨×૨×૨×૨×૨×૨×૨×૨=૨૫૬ પ્રવેશપત્રો ભરવાં જોઈએ. તે કેવી રીતે ભરવાં ?

સાત વિકલ્પ ચાવીઓમાં બધા ખરામાં લાવવા માટે ૧૨૮ પ્રવેશપત્રો ભરવાની રીત બતાવી છે. એ રીતે ૧૨૮ પ્રવેશપત્રો ભરી તેની સાથે આઠમી વિકલ્પ ચાવીનો ક વિભાગનો શબ્દ મૂકો અને અને તેવાં જ બીજાં ૧૨૮ પ્રવેશપત્રોની સાથે આઠમી વિકલ્પ ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકો. એ રીતે તૈયાર થયેલાં ૨૫૬ પ્રવેશપત્રોમાંથી એક પ્રવેશપત્ર આઠ વિકલ્પ ચાવીઓ પુરતું જરૂર બધા ખરામાં આવશે.

પરંતુ આપણે તો કરકસરથી ચાલવાનું છે. એટલે ઓછામાં ઓછાં પ્રવેશપત્રો ભરીને બની શકે તેટલો લાભ લેવાની કળા આપણને આવડવી જોઈએ.

વારૂ, ત્યારે તમારી ઇચ્છા હોય કે વધુમાં વધુ ત્રણ ભૂલ ભલે પડતી, કદાચ ખરામાં પણ આવી જવાશે. અથવા કદાચ અનુકૂળ

શબ્દો ભરાયા હોય તો એક કે બે ભૂલનો પણ લાભ મળે. એ પ્રમાણે ઇચ્છા હોય તો તમારે ફક્ત ચાર જ પ્રવેશપત્રો ભરવાનાં છે.

તેમાં પહેલા પ્રવેશપત્રમાં આઠે ક વિભાગના શબ્દો મૂકો. બીજા પ્રવેશપત્રમાં આઠે ખ વિભાગના શબ્દો મૂકો. ત્રીજા પ્રવેશપત્રમાં સાત વિકલ્પ ચાવીઓના ક વિભાગના અને આઠમી વિકલ્પ ચાવીનો ખ વિભાગનો તથા ચોથામાં સાત વિકલ્પ ચાવીઓના ખ અને આઠમી વિકલ્પ ચાવીનો ક વિભાગનો શબ્દ મૂકો.

| | વિકલ્પ ચાવીઓ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૩ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ |
| ૪ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક |

આ રીતે તૈયાર કરેલાં ચાર પ્રવેશપત્રોમાંથી આ આઠ ચાવીઓ પુરતું એક પ્રવેશપત્ર વધુમાં વધુ ત્રણ ભૂલમાં આવશે.

પરંતુ જો તમારી પસંદગી સંપાદકે સાચા ઉકેલમાં મૂકેલા શબ્દોની સાથે સાનુકળ બને તો એકાદું પ્રવેશપત્ર બે ભૂલમાં, એક ભૂલમાં કે બધા ખરામાં પણ આવી જાય.

## બે ભૂલ માટે સોળ પ્રવેશપત્રો

જો તમે એથી વિશેષ પ્રવેશપત્રો ભરો તો ગેરન્ટીથી બે ભૂલમાં આવો કિંવા એક ભૂલ કે બધા ખરાનો પણ લાભ મેળવી શકો. પરંતુ આઠ વિકલ્પ ચાવીઓના દરેકના બે લેખે સોળે શબ્દોને આવરી લેવાને માટે ચાર કે આઠ પ્રવેશપત્રોથી નહિ ચાલે. તેને માટે તમારે સોળ પ્રવેશપત્રો ભરવાં જોઇએ. તે સોળ પ્રવેશપત્રો કેવી રીતે ભરવાં એ અહીં કોષ્ટક આપીને બતાવવામાં આવે છે.

જ્યારે તમે પ્રવેશપત્રો ભરો ત્યારે આ કોષ્ટક સામે રાખવું જોઇએ. પ્રથમ તો આઠે વિકલ્પ ચાવીઓનો વિચાર કરી દરેકના બે બે શબ્દો નક્કી કરવા, એકને ક અને બીજાને ખ વિભાગમાં મૂકવો. પછી કોષ્ટકમાં ક લખ્યો હોય ત્યાં ક વિભાગનો અને ખ લખ્યો હોય ત્યાં ખ વિભાગનો તે ચાવીનો શબ્દ મુકવો. ચાવીઓનો નંબર કોષ્ટકમાં મથાળે આપેલો છે. તે પ્રમાણે બરાબર જોઇ, વિચારી, સમજીને પ્રવેશપત્રો તૈયાર કરવાં કે જેથી ભૂલ થવા પામે નહિ.

કોષ્ટક

## વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ક |
| ૩ | ખ | ખ | ખ | ક | ક | ક | ક | ક |
| ૪ | ક | ક | ક | ખ | ખ | ખ | ક | ક |
| ૫ | ક | ક | ક | ક | ક | ક | ખ | ખ |
| ૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૭ | ખ | ખ | ખ | ક | ક | ક | ખ | ખ |
| ૮ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ | ખ |
| ૯ | ક | ક | ક | ક | ક | ક | ખ | ક |
| ૧૦ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક |
| ૧૧ | ખ | ખ | ખ | ક | ક | ક | ખ | ક |
| ૧૨ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ | ક |
| ૧૩ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ |
| ૧૪ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ખ |
| ૧૫ | ખ | ખ | ખ | ક | ક | ક | ક | ખ |
| ૧૬ | ક | ક | ક | ખ | ખ | ખ | ક | ખ |

આ રીતે ૧૬ પ્રવેશપત્રો ભરવાનાં છે. આ રીતે પ્રવેશપત્રો ભરવાથી આઠ વિકલ્પચાવીઓમાંથી એક પ્રવેશપત્રમાં વધુમાં વધુ માત્ર બે જ ભૂલ આવશે. તમારી ઇચ્છા હોય તો આઠ વિકલ્પ ચાવીઓના ૧૬ શબ્દોમાંથી સાચા ઉકેલ તરીકે આઠ શબ્દો નક્કી કરીને તેની સાથે આ પ્રવેશપત્ર સરખાવી જુઓ.

**એક ભૂલમાં બત્રીસ પ્રવેશપત્રો**

હવે આપણે એક ભૂલને માટે પ્રયત્ન કરીએ. અગાઉ આપણે જોઇ ગયા કે સાત વિકલ્પ ચાવીઓ પરમ્યુટ કરીને એક ભૂલ લાવવી હોય તો ૧૬ પ્રવેશપત્રો ભરવાં જોઇએ. પરંતુ જો આઠ વિકલ્પ ચાવીઓને પરમ્યુટ કરવાની હોય તો એક ભૂલ લાવવાને માટે ૩૨ પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

તેમ કરવામાં આટલાં વધાર પ્રવેશપત્ર ભરવાં પડે ખરાં, અને તેને અંગે પ્રવેશફી પણ વધારે આપવી જોઇએ. પરંતુ જુદા જુદા મિત્રો જેઓ સીન્ડીકેટ બનાવીને મોટી સંખ્યામાં પ્રવેશપત્રો મોકલતા હોય, તેઓ પૂરો વિચાર કરીને આવી પદ્ધતિ ગ્રહણ કરે તો ઓછામાં ઓછી ભૂલમાં આવવાની તેમને માટે ચોક્કસ તક રહે, એટલું જ નહિ પણ સંપાદકના દૃષ્ટિબિન્દુ સાથેના સુમેળવાળા શબ્દો બરાબર પરમ્યુટ થયા હોય તો એકાદ પ્રવેશપત્ર બધા ખરામાં પણ આવી જાય.

આ પ્રવેશપત્ર ભરવામાં કોઇ વિશેષ મુશ્કેલી પણ નથી. સાત વિકલ્પ ચાવીઓમાં એક ભૂલ લાવવાને માટે ૧૬ પ્રવેશપત્રોનું જે કોષ્ટક આપવામાં આવ્યું છે તે કોષ્ટક તમે જૂઓ.

એવાં ૧૬-૧૬ પ્રવેશપત્રોનાં બે કોષ્ટકો તૈયાર કરો. પછી એવા ૧૬ના એક કોષ્ટકમાં આઠમી વિકલ્પ ચાવીનો ક વિભાગનો શબ્દ મૂકી દો અને બીજાં ૧૬ના કોષ્ટકમાં આઠમી વિકલ્પ ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકો. એ રીતે તમે ૩૨ પ્રવેશપત્રો બનાવી શકશો. વાચકની સરલતાને ખાતર તે ૩૨ પ્રવેશપત્રોનું કોષ્ટક જ અહીં આપવામાં આવે છે.

કોષ્ટક

# વિકલ્પ ચાવીઓ

| પ્રવેશ પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ક | ક | ક | ક | ક |
| ૩ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ | ક |
| ૪ | ક | ક | ખ | ખ | ક | ખ | ક | ક |
| ૫ | ખ | ખ | ક | ક | ખ | ક | ખ | ક |
| ૬ | ખ | ક | ક | ક | ખ | ખ | ક | ક |
| ૭ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ | ક |
| ૮ | ક | ખ | ક | ખ | ખ | ક | ક | ક |
| ૯ | ખ | ક | ખ | ક | ક | ખ | ખ | ક |
| ૧૦ | ખ | ક | ખ | ખ | ખ | ક | ક | ક |
| ૧૧ | ક | ખ | ક | ક | ક | ખ | ખ | ક |
| ૧૨ | ક | ખ | ખ | ક | ખ | ખ | ક | ક |
| ૧૩ | ખ | ક | ક | ખ | ક | ક | ખ | ક |
| ૧૪ | ખ | ખ | ક | ખ | ક | ખ | ક | ક |
| ૧૫ | ક | ક | ખ | ક | ખ | ક | ખ | ક |
| ૧૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક |
| ૧૭ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ |
| ૧૮ | ખ | ખ | ખ | ક | ક | ક | ક | ખ |
| ૧૯ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ | ખ |
| ૨૦ | ક | ક | ખ | ખ | ક | ખ | ક | ખ |
| ૨૧ | ખ | ખ | ક | ક | ખ | ક | ખ | ખ |
| ૨૨ | ખ | ક | ક | ક | ખ | ખ | ક | ખ |
| ૨૩ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ | ખ |
| ૨૪ | ક | ખ | ક | ખ | ખ | ક | ક | ખ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૫ | ખ | ક | ખ | ક | ક | ખ | ખ | ખ |
| ૨૬ | ખ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ |
| ૨૭ | ક | ખ | ક | ક | ક | ખ | ખ | ખ |
| ૨૮ | ક | ખ | ખ | ક | ખ | ખ | ક | ખ |
| ૨૯ | ખ | ક | ક | ખ | ક | ક | ખ | ખ |
| ૩૦ | ખ | ખ | ક | ખ | ક | ખ | ક | ખ |
| ૩૧ | ક | ક | ખ | ક | ખ | ક | ખ | ખ |
| ૩૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |

ઉપર મુજબ ૩૨ પ્રવેશપત્રો તૈયાર કરવાથી આઠ વિકલ્પ ચાવીઓના જે શબ્દો પરમ્યુટ કર્યા હશે તે આઠ વિકલ્પ ચાવીઓ પુરતા તો તમે જરૂર એક ભૂલમાં આવી શકશો. કદાચ બધા ખરામાં પણ આવવાનો સંભવ છે. અને આ સિવાયની બીજી વિકલ્પ ચાવીઓના શબ્દો તમે નિશ્ચિત (બેન્કર) કર્યા હોય તેમાં ભૂલ ન પડે તો તો પછી લેશ પણ ચિંતા કરવાનું કારણ નથી.

## દર્શન અગીયારમું

### નવ વિકલ્પ ચાવીઓ

હજી પણ તમારૂં મન શંકાશીળ રહે છે ખરૂં ? આપણે અમુક વિકલ્પ ચાવીનો ચોક્કસ એક શબ્દ નિશ્ચિત કર્યો હોય અને સંપાદક તેને બદલે બીજો શબ્દ મુકી દે તો ? એટલે આપણે બને તેટલી વધારે વિકલ્પ ચાવીઓના શબ્દોને આપણા પ્રવેશપત્રોમાં આવરી લઈએ તો કેમ ? એમ કરવામાં કશો વાંધો નથી, પરંતુ તે માટે તમારે વધારે સંખ્યામાં પ્રવેશપત્રો ભરવાની તૈયારી રાખવી જોઈએ. બધા જ હરીફો મોટી સંખ્યામાં પ્રવેશપત્રો નથી ભરતા, અને ન ભરી શકે તે સમજાય છે. પરંતુ કોઈ કોઈ એવા પણ હરીફો હોય છે કે જેઓ પોતે એકલા અથવા મિત્રો સાથે મળીને પુષ્કળ સંખ્યામાં પ્રવેશ-

પત્રો ભરે છે. તેઓ પોતાનાં પ્રવેશપત્રો કોઈ પણ પદ્ધતિ કે ધોરણ વગર ગમ તે રીતે ભરી મોકલે તેમાં કશો અર્થ નથી.

એવા હરીફોને આ પુસ્તકમાં આપેલી સમજણ અને માહિતી જરૂર ઉપયોગી થઇ પડશે. અને તે માટે આપણે નવ વિકલ્પ ચાવી-ઓનો અહીં વિચાર કરીએ.

જો તમે નવ વિકલ્પ ચાવીઓના દરેક ચાવીના બે શબ્દો લેખે અઢાર શબ્દો પરમ્યુટ કરીને તમારૂં એક પ્રવેશપત્ર એ વિકલ્પ ચાવીઓ પૂરતું બધા ખરામાં લાવવા ઇચ્છતા હો તો અગાઉ જણાવ્યું છે તે મુજબ તમારે ૨×૨×૨×૨×૨×૨×૨×૨×૨=૫૧૨ પાંચસો ને બાર પ્રવેશપત્રો ભરવાં જોઇએ. તેનું કોષ્ટક આપતાં પુષ્કળ જગ્યા રોકાય. એટલે એટલું જ કહેવું બસ થશે કે આઠ વિકલ્પ ચાવીઓ માહેનાં ૨૫૬ પ્રવેશપત્રો ભરી તેની સાથે નવમી વિકલ્પ ચાવીનો ક વિભાગનો શબ્દ મૂકવો. બીજા ૨૫૬ તે જ મુજબ ભરીને તેની સાથે નવમી ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકવાનો. એ રીતે તૈયાર થયેલાં ૫૧૨ પ્રવેશપત્રોમાંથી આ નવ ચાવીઓ પૂરતું એક પ્રવેશપત્ર તો જરૂર બધા ખરામાં આવવાનું. એ માટે તમે કોઇને ગેરન્ટી પણ આપી શકો. પરંતુ તેને માટે સવાલ એક. આ નવ વિકલ્પ ચાવીઓના બે શબ્દ લેખે તમે જે અઢાર શબ્દો આ ૫૧૨ પ્રવેશપત્રોમાં પરમ્યુટ કરેલા હોય તે અઢાર શબ્દોમાંથી જ સંપાદકે પોતાના સાચા ઉકેલમાં નવ ગમે તે શબ્દો પસંદ કરીને મૂકેલા હોવા જોઇએ. કોઇ વિકલ્પ ચાવીને ત્રણ શબ્દો લાગૂ પડતા હોય તેમાંથી ચાવીની રચનાનો વિચાર કરીને તમે બે શબ્દો નક્કી કર્યા હોય, જ્યારે સંપાદક તે બે સિવાયનો ત્રીજો શબ્દ પોતાના સાચા ઉકેલમાં મૂકી દે તો એ શબ્દની એક ભૂલ પડી જાય. જો કે એવું ક્વચિત જ બને છે.

જો આપણે ચાવીનો બરાબર વિચાર કર્યો હોય તો એ ચાવીની રચનામાં ગમે તેટલા શબ્દો પ્રથમ દૃષ્ટિએ આપણી નજરે તરતા હોય તો પણ તેમાંથી છેવટે બે શબ્દોને આપણે ચોક્કસ કરી શકીએ.

એ શબ્દો કેવી રીતે નક્કી કરવા તેનો જો આપણે અહીં વિચાર કરીએ તો ખોટું નથી.

તમે કોઈ પણ એક એવી ચાવી લ્યો કે જેની રચના એક કરતાં વધારે શબ્દોને લાગુ પડતી હોય. પછી શબ્દવ્યૂહમાં જુઓ. તમને કયા શબ્દ સુઝે છે તે વિચારો. એક કાગળ ઉપર એ તમામ શબ્દો લખો. જરૂર પડે તો શબ્દકોશની પણ મદદ લ્યો કે જેથી એકે શબ્દ રહી જવા ન પામે.

એટલું કર્યા પછી ઘણાખરા શબ્દો તો આપોઆપ નિકળી જશે. બહુ તો બે, ત્રણ કે ચાર શબ્દો એ ચાવીને પ્રથમ દૃષ્ટિએ લાગૂ પડતા જણાશે. અને ચાવીની અંદરના સૂચક શબ્દો ધ્યાનમાં લેતાં એ ત્રણ–ચારમાંથી પણ બીજા શબ્દો ઉવેખવા યોગ્ય લાગશે. એથી છેવટે બે શબ્દો તમે એવા પસંદ કરી શકશો કે જે બેમાંથી ગમે તે એક શબ્દ સંપાદકે સાચા ઉકેલમાં મૂક્યો હોય તો તમે તેનો અનાદર કરી શકો નહિ.

જો આ રીતે શાંતિથી પૂરો વિચાર કરીને તમે શબ્દોની પસંદગી કરવાનું રાખો તો ઘણી ચાવીઓમાં એક ચોક્કસ શબ્દ નિશ્ચિત કરી શકશો, કેટલીક ચાવીઓ એવી લાગશે કે જેને માટે બે શબ્દો એક બીજાની લગોલગ ઉભેલા દેખાશે. તે શબ્દોને પરમ્યુટ કરવાનું સાહસ કરવામાં કશી હરકત નથી. અસ્તુ.

હવે આપણે નવ વિકલ્પ ચાવીઓના અઢાર શબ્દોને કેવી રીતે પરમ્યુટ કરવા તેનો વિચાર કરીએ.

**ચાર ભૂલ**

પોતાનું પ્રવેશપત્ર ચાર ભૂલમાં આવે એવું તો કોઈ પસંદ ન જ કરે, છતાં હરીફોને પરમ્યુટેશનમાં રહેલી ગણતરીનો ખ્યાલ આવી શકે તે માટે જણાવવાનું કે જો તમે એક પ્રવેશપત્રમાં નવ વિકલ્પ ચાવીઓના ક વિભાગના અને બીજા પ્રવેશપત્રમાં તે જ વિકલ્પ ચાવીઓના ખ વિભાગના શબ્દો મૂકો તો તેમાંથી ગમે તે શબ્દો સાચા ઉકેલમાં પસંદ થયેલા હોવા છતાં તમારી વધુમાં વધુ ચાર ભૂલ પડે.

કોષ્ટક

## વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |

આ બે જ પ્રવેશપત્રોમાં વધુમાં વધુ ચાર ભૂલ કેવી રીતે આવે તેનું કારણ તમે સમજી શકો છો ? જુઓ: સંપાદકે બધા ક વિભાગના કિંવા બધા ખ વિભાગના શબ્દો પસંદ કર્યા હોય તો એક પ્રવેશપત્ર બધા ખરામાં આવે. ૮ ક અને ૧ ખ અથવા ૮ ખ અને ૧ ક ને પસંદ કરેલ હોય તો એક પ્રવેશપત્રમાં એક ભૂલ આવે. તે જ રીતે બે અને ત્રણ ભૂલ પણ આવી શકે. પરંતુ એક વિભાગના ચાર અને બીજા વિભાગના પાંચ ગમે તે શબ્દો પસંદ કર્યા હોય તો પણ એક પ્રવેશપત્ર ચાર ભૂલમાં જ આવે. એથી વધારે ભૂલ પડી શકે જ નહિ.

**ત્રણ ભૂલ માટે ૮ પ્ર. પત્ર**

અને જો તમારૂં એક પ્રવેશપત્ર ત્રણ ભૂલમાં આવે એવી તમારી ઇચ્છા હોય તો તમારે નીચે જણાવ્યા મુજબ આઠ પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

કોષ્ટક

## વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ક |
| ૩ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ખ |
| ૪ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૫ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ક |
| ૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક |
| ૭ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ખ |
| ૮ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ખ |

આ કોષ્ટકમાં પ્રવેશપત્રો કેવી રીતે ભરાયાં છે એ તમે સમજી શકયા હશો. સાત વિકલ્પ ચાવીઓને ત્રણ ભૂલમાં લાવવા માટે બે પ્રવેશપત્રો ભરવાનું જણાવ્યું છે. પહેલામાં ક વિભાગના અને બીજામાં ખ વિભાગના સાત શબ્દો મૂકવાના છે. એવાં બે પ્રવેશપત્રોને ચોગણાં કરવાં. એટલે કે બે પ્રવેશપત્રોનું એક એવાં ચાર જુથ તૈયાર કરવાં. આઠ પ્રવેશપત્રો થયાં. તેમાં પહેલાં બેમાં આઠમી અને નવમી વિકલ્પ ચાવીને ક વિભાગનો અને બીજા બેમાં આઠમી અને નવમી વિકલ્પ ચાવીનો ખ વિભાગનો એમ શબ્દ મૂકવા ત્રીજા બેમાં એટલે કે પાંચમા અને છઠ્ઠા પ્રવેશપત્રમાં—દરેકમાં આઠમીનો ખ અને નવમીનો ક વિભાગનો તથા સાતમા અને આઠમા પ્રવેશપત્રમાં આઠમીનો ક અને નવમીનો ખ વિભાગનો એ રીતે શબ્દો મૂકવાના છે.

આ રીતે તૈયાર થયેલાં આઠ પ્રવેશપત્રોમાંથી એક પ્રવેશ પત્ર ત્રણ ભૂલમાં અચૂક આવવાનું. ઉપરાંત કદાચ બે ભૂલ, એક ભૂલ કિંવા બધા ખરામાં આવવાનો ચાન્સ પણ મળી જાય.

**બે ભૂલ માટે ૧૬ પ્રવેશપત્રો**

તમારૂં એક પ્રવેશપત્ર બે ભૂલથી વધુમાં આવવું જ ન જોઇએ એવી તમારી ઇચ્છા હોય તો નવ વિકલ્પ ચાવીઓના ૧૮ શબ્દોને તમે ૧૬ પ્રવેશપત્રોમાં આવરી શકો છો. તેનું કોષ્ટક નીચે આપીએ :

કોષ્ટક

| | વિકલ્પ ચાવીઓ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ક | ક | ક | ખ | ક | ક | ખ | ખ | ખ |
| ૩ | ખ | ખ | ખ | ક | ખ | ખ | ક | ક | ક |
| ૪ | ક | ક | ખ | ખ | ખ | ક | ખ | ક | ક |
| ૫ | ખ | ખ | ક | ક | ક | ખ | ક | ખ | ખ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | ક | ક | ખ | ક | ખ | ક | ક | ખ | ખ |
| ૭ | ખ | ખ | ક | ખ | ક | ખ | ખ | ક | ક |
| ૮ | ક | ખ | ક | ક | ખ | ખ | ખ | ક | ખ |
| ૯ | ખ | ક | ખ | ખ | ક | ક | ક | ખ | ક |
| ૧૦ | ક | ખ | ખ | ખ | ક | ખ | ક | ક | ખ |
| ૧૧ | ખ | ક | ક | ક | ખ | ક | ખ | ખ | ક |
| ૧૨ | ક | ખ | ક | ખ | ખ | ખ | ક | ખ | ક |
| ૧૩ | ખ | ક | ખ | ક | ક | ક | ખ | ક | ખ |
| ૧૪ | ક | ખ | ખ | ક | ક | ખ | ખ | ખ | ક |
| ૧૫ | ખ | ક | ક | ખ | ખ | ક | ક | ક | ખ |
| ૧૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |

આ પદ્ધતિએ ૧૬ પ્રવેશપત્રો ભરવાથી તેમાં નવ વિકલ્પ ચાવીઓના અઢાર શબ્દો એવી ખૂબીથી ગોઠવાઇ જાય છે કે તેમાથી ગમે તે નવ શબ્દોને સાચા ઉકેલમાં લેવાયા હોય તો પણ એક પ્રવેશપત્રમાં તો વધુમાં વધુ બે જ ભૂલ આવે. જો કે તેમાં પણ એક ભૂલ અથવા બધા ખરાનો ચાન્સ તો રહે જ છે.

**એક ભૂલ**

પરંતુ જો તમે ૬૪ પ્રવેશપત્રો ભરવાનું સાહસ કરી શકો તો નવ વિકલ્પ ચાવીઓના અઢાર શબ્દો તે પ્રવેશપત્રોમાં તમે એવી રીતે ગોઠવી શકો કે પરિણામે બધા ખરાના સંભવ સાથે તમારૂં એક પ્રવેશપત્ર તો જરૂર વધુમાં વધુ એક ભૂલમાં જ આવે. તે ૬૪ પ્રવેશપત્રો ભરવાની પદ્ધતિમાં કાંઇ વિશેષ મુશ્કેલી કે મુંઝવણ નથી.

સાત વિકલ્પ ચાવીઓમાં એક ભૂલ લાવવાને માટે જે ૧૬ પ્રવેશપત્રોનું કોષ્ટક આપ્યું છે તે જુઓ. એ ૧૬ પ્રવેશપત્રોનું એક જુથ થયું. એવાં ચાર જુથ તમારે બનાવવાનાં છે. પછી એકથી ૧૬ પ્રવેશપત્રમાં ૮ મી અને નવમી ચાવીનો ક વિભાગનો શબ્દ મુકો. ૧૭ થી ૩૨ પ્રવેશપત્રમાં એ બેઉ ,ચાવીઓનો ખ વિભાગનો

શબ્દ મૂકો. ૩૩ થી ૪૮ સુધીના દરેક પ્રવેશપત્રમાં ૮ મી ચાવીનો ખ અને નવમી ચાવીનો ક વિભાગનો શબ્દ મૂકો. ૪૯ થી ૬૪ સુધીના દરેક પ્રવેશપત્રમાં ૮ મી ચાવીનો ક અને નવમી ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકો. એ રીતે ૬૪ પ્રવેશપત્રો તૈયાર કરો.

એ ૬૪ પ્રવેશપત્રોનું કોષ્ટક અહીં મૂકવાથી લંબાણ થશે ખરૂં, તથાપિ કોઇ પણ હરીફને સ્હેજ પણ મુંઝવણ ન રહે તે માટે એ આખું કોષ્ટક અહીં આપીએ કે જેથી તેને અનુસરીને તેઓ પોતાનાં પ્રવેશપત્ર તૈયાર કરી શકે.

કોષ્ટક

## વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ક | ક | ક | ક | ક | ક |
| ૩ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ | ક | ક |
| ૪ | ક | ક | ખ | ખ | ક | ખ | ક | ક | ક |
| ૫ | ખ | ખ | ક | ક | ખ | ક | ખ | ક | ક |
| ૬ | ખ | ક | ક | ક | ખ | ખ | ક | ક | ક |
| ૭ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ | ક | ક |
| ૮ | ક | ખ | ક | ખ | ખ | ક | ક | ક | ક |
| ૯ | ખ | ક | ખ | ક | ક | ખ | ખ | ક | ક |
| ૧૦ | ખ | ક | ખ | ખ | ખ | ક | ક | ક | ક |
| ૧૧ | ક | ખ | ક | ક | ક | ખ | ખ | ક | ક |
| ૧૨ | ક | ખ | ખ | ક | ખ | ખ | ક | ક | ક |
| ૧૩ | ખ | ક | ક | ખ | ક | ક | ખ | ક | ક |
| ૧૪ | ખ | ખ | ક | ખ | ક | ખ | ક | ક | ક |
| ૧૫ | ક | ક | ખ | ક | ખ | ક | ખ | ક | ક |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ક |
| ૧૭ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ખ |
| ૧૮ | ખ | ખ | ખ | ક | ક | ક | ક | ખ | ખ |
| ૧૯ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૨૦ | ક | ક | ખ | ખ | ક | ખ | ક | ખ | ખ |
| ૨૧ | ખ | ખ | ક | ક | ખ | ક | ખ | ખ | ખ |
| ૨૨ | ખ | ક | ક | ક | ખ | ખ | ક | ખ | ખ |
| ૨૩ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ | ખ | ખ |
| ૨૪ | ક | ખ | ક | ખ | ખ | ક | ક | ખ | ખ |
| ૨૫ | ખ | ક | ખ | ક | ક | ખ | ખ | ખ | ખ |
| ૨૬ | ખ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ | ખ |
| ૨૭ | ક | ખ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ |
| ૨૮ | ક | ખ | ખ | ક | ખ | ખ | ક | ખ | ખ |
| ૨૯ | ખ | ક | ક | ખ | ક | ક | ખ | ખ | ખ |
| ૩૦ | ખ | ખ | ક | ખ | ક | ખ | ક | ખ | ખ |
| ૩૧ | ક | ક | ખ | ક | ખ | ક | ખ | ખ | ખ |
| ૩૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૩૩ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ક |
| ૩૪ | ખ | ખ | ખ | ક | ક | ક | ક | ખ | ક |
| ૩૫ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ | ખ | ક |
| ૩૬ | ક | ક | ખ | ખ | ક | ખ | ક | ખ | ક |
| ૩૭ | ખ | ખ | ક | ક | ખ | ક | ખ | ખ | ક |
| ૩૮ | ખ | ક | ક | ક | ખ | ખ | ક | ખ | ક |
| ૩૯ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ | ખ | ક |
| ૪૦ | ક | ખ | ક | ખ | ખ | ક | ક | ખ | ક |
| ૪૧ | ખ | ક | ખ | ક | ક | ખ | ખ | ખ | ક |
| ૪૨ | ખ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ | ક |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૩ | ક | ખ | ક | ક | ક | ખ | ખ | ખ | ક |
| ૪૪ | ક | ખ | ખ | ક | ખ | ખ | ક | ખ | ક |
| ૪૫ | ખ | ક | ક | ખ | ક | ક | ખ | ખ | ક |
| ૪૬ | ખ | ખ | ક | ખ | ક | ખ | ક | ખ | ક |
| ૪૭ | ક | ક | ખ | ક | ખ | ક | ખ | ખ | ક |
| ૪૮ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક |
| ૪૯ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ખ |
| ૫૦ | ખ | ખ | ખ | ક | ક | ક | ક | ક | ખ |
| ૫૧ | ક | ક | ક | ખ | ખ | ખ | ખ | ક | ખ |
| ૫૨ | ક | ક | ખ | ખ | ક | ખ | ક | ક | ખ |
| ૫૩ | ખ | ખ | ક | ક | ખ | ક | ખ | ક | ખ |
| ૫૪ | ખ | ક | ક | ક | ખ | ખ | ક | ક | ખ |
| ૫૫ | ક | ખ | ખ | ખ | ક | ક | ખ | ક | ખ |
| ૫૬ | ક | ખ | ક | ખ | ખ | ક | ક | ક | ખ |
| ૫૭ | ખ | ક | ખ | ક | ક | ખ | ખ | ક | ખ |
| ૫૮ | ખ | ક | ખ | ખ | ખ | ક | ક | ક | ખ |
| ૫૯ | ક | ખ | ક | ક | ક | ખ | ખ | ક | ખ |
| ૬૦ | ક | ખ | ખ | ક | ખ | ખ | ક | ક | ખ |
| ૬૧ | ખ | ક | ક | ખ | ક | ક | ખ | ક | ખ |
| ૬૨ | ખ | ખ | ક | ખ | ક | ખ | ક | ક | ખ |
| ૬૩ | ક | ક | ખ | ક | ખ | ક | ખ | ક | ખ |
| ૬૪ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ખ |

આ રીતે ધ્યાનપૂર્વક ૬૪ પ્રવેશપત્રો તૈયાર કરવાં. જ્યાં ક છે ત્યાં તે વિભાગનો તથા ખ છે તે પ્રવેશપત્રમાં તે ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકવાનો છે. એ તો અગાઉ જણાવેલું જ છે કે દરેક ચાવીના બબ્બે શબ્દો નક્કી કરવા, તેમાંથી એક ક અને બીજો ખ વિભાગમાં મૂકવો. તમે ક વિભાગમાં મૂકેલા નવે શબ્દો સંપાદકે

પસંદ કર્યાં હશે તો તમારૂં પહેલું પ્રવેશપત્ર બધા ખરામાં આવશે, અને ખ વિભાગમાં મૂકેલા તમામ શબ્દો પસંદ કર્યા હશે તો બત્રીશમું પ્રવેશપત્ર બધા ખરામાં આવશે. એમ નહિ કરતાં સંપાદકની પસંદગીમાં કોઇ ફેર હશે તો પણ એક પ્રવેશપત્ર બધા ખરામાં અથવા એક ભૂલમાં તો જરૂર આવશે જ આવશે.

## દર્શન ૧૨મું

### દશ વિકલ્પ ચાવીઓ

કોઇ પણ શબ્દવ્યૂહ એવો તો ભાગ્યે જ હશે કે જેની દશ વિકલ્પ ચાવીઓ માંહેની અમુક ચાવીઓનો વિચાર કરીને એક ચોક્કસ શબ્દ તમે નિશ્ચિત ન કરી શકો. મારા અત્યારસુધીના અનુભવમાં એવો એક પણ શબ્દવ્યૂહ જોવામાં આવ્યો નથી. છતાં પણ હરીફોનું દિલ ઘણી વાર શંકાશીલ બને છે. તેઓ એમ માને છે કે શબ્દવ્યૂહના સંપાદક તમામ વિકલ્પ ચાવીઓના શબ્દોમાં ફેરફાર કરે તો શું થાય?

વારૂ, એવા માનસના હરીફોના માર્ગદર્શન માટે આપણે નવ કરતાંયે વધુ વિકલ્પ ચાવીઓનો વિચાર કરીએ.

પ્રથમ દશ વિકલ્પ ચાવીઓ લઇએ, જો તમારે એક પ્રવેશપત્રને ગેરંટીથી બધા ખરામાં લાવવું હોય તો એ માટે સીધો હિસાબ છે.

૨×૨×૨×૨×૨×૨×૨×૨×૨×૨=૧૦૨૪ પ્રવેશ પત્રો ભરવાં જોઇએ. નવ વિકલ્પ ચાવીઓમાં બતાવ્યા મુજબ ૫૧૨ પ્રવેશપત્રો ભરી તે દરેકમાં દશમી વિકલ્પ ચાવીનો ક વિભાગનો શબ્દ મૂકવો અને તેવાં જ બીજાં ૫૧૨ પ્રવેશપત્રોમાં દશમી ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકવો. એ પ્રમાણે કરવાથી એક પ્રવેશપત્ર તો બધા ખરામાં જ આવવાનું.

તમારૂં એક પ્રવેશપત્ર ચાર ભૂલમાં લાવવાને માટે નવ વિકલ્પ ચાવીઓ કરતાં બમણાં એટલે ચાર પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

કોષ્ટક — વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક |
| ૩ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ખ |
| ૪ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |

ત્રણ ભૂલમાં લાવવાને માટે એ જ ધોરણ મુજબ તમારે ૧૬ પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

કોષ્ટક — વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ક | ક |
| ૩ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ખ | ક |
| ૪ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક |
| ૫ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ક | ક |
| ૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ક |
| ૭ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ક |
| ૮ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ખ | ક |
| ૯ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ખ |
| ૧૦ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ક | ખ |
| ૧૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ખ | ખ |
| ૧૨ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૧૩ | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ક | ખ |
| ૧૪ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ખ |
| ૧૫ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ખ | ખ |
| ૧૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ક | ખ | ખ |

આ રીતે સોળ પ્રવેશપત્રો ભરવાથી બધા ખરામાં, બે ભૂલમાં કે એક ભૂલમાં આવવાનો કદાચ સંભવ રહે, જ્યારે વધુમાં વધુ ત્રણ ભૂલોવાળું એક પ્રવેશપત્ર જરૂર નિકળે.

જો તમારા એક પ્રવેશપત્રમાં બે કરતાં વધારે ભુલ આવવી ન જોઇએ એવી તમારી ઇચ્છા હોય તો એ માટે ૩૨ પ્રવેશપત્રો તૈયાર કરવાં જોઇએ. તમે નવ વિકલ્પ ચાવીઓમાં બે ભૂલ લાવવા માટે ૧૬ પ્રવેશપત્રો તૈયાર કર્યાં છે તે જૂઓ. એવા રીતે ૧૬ પ્રવેશપત્રો તયાર કરી દશમા વિકલ્પ ચાવીનો ક વિભાગનો શબ્દ તે દરેક પ્રવેશ-પત્રમાં મૂકો અને બીજાં ૧૬ પ્રવેશપત્રો એ જ પ્રમાણે તૈયાર કરી, તેની સાથે દશમી ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકો.

હું નથી માનતો કે આવાં ૩૨ પ્રવેશપત્રોનું કોષ્ટક અહીં આપવાની જરૂર હોય. આટલે સુધી પ્રગતિ કર્યા બાદ વગર કોષ્ટકે પણ તમે તે સમજીને પ્રવેશપત્રો ભરી શકશો.

અને એ જ પ્રમાણે એક ભૂલમાં પ્રવેશપત્ર લાવવાને માટે જો દશ વિકલ્પ ચાવીઓના દરેકના બે લેખે વીશ શબ્દો પરમ્યુટ કરવાની તમારી ઇચ્છા હોય તો તમારે ૧૨૮ પ્રવેશપત્રો ભરવાં જોઇએ. એ પ્રવેશપત્રો પણ મુસ્કેલ કિંવા ન સમજાય તેવાં અટપટાં નથી.

નવ વિકલ્પ ચાવીઓમાં આપેલું ૬૪ પ્રવેશપત્રોનું કોષ્ટક જૂઓ. એ રીતે ૬૪ પ્રવેશપત્રો ભરીને તેની સાથે દશમી ચાવીનો ક વિભાગનો શબ્દ મુકો અને એવાં જ બીજાં ૬૪ પ્રવેશપત્રો તૈયાર કરીને તેની સાથે દશમી ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકો. ૧૨૮ પ્રવેશ-પત્રો તૈયાર થયાં. હવે તમે નિ:શંકપણે એક ભૂલમાં આવી શકો, અને કદાચ બધા ખરામાં આવવાની પણ આશા રાખી શકો. જો કે તે માટે ગેરન્ટી ન અપાય.



# દર્શન ૧૩મું

## વધારે વિકલ્પ ચાવીઓ

આથી વધારે વિકલ્પ ચાવીઓનો વિચાર કરવો પડે એમ મને લાગતું નથી. છતાં પણ અગીયાર વિકલ્પ ચાવીઓમાં સુધાં તમને શંકા રહેતી હોય અને એ બધી વિકલ્પ ચાવીઓમાં બે બે શબ્દો લાગૂ પડે તેવા લાગતા હોય તો તમારે દશ વિકલ્પ ચાવીઓને માટે ભરવાનાં બતાવેલાં પ્રવેશપત્રો કરતાં બમણાં પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

એટલે કે ચાર ભૂલ માટે દશ વિકલ્પ ચાવીઓનાં જે ચાર પ્રવેશપત્રોનું કોષ્ટક આપ્યું છે, તેવાં ચાર પ્રવેશપત્રોની સાથે અગીઆરમી ચાવીનો ક વિભાગનો અને બીજાં તેવાં જ ચાર પ્રવેશપત્રોની સાથે અગીયારમી ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકવો.

એ રીતે કરવાથી પહેલા પ્રવેશપત્રમાં ૧૧ ક, બીજા પ્રવેશપત્રમાં પ્રથમ નવ ખ અને પછી બે ક, ત્રીજા પ્રવેશપત્રમાં પહેલા નવ ક, પછી એક ખ અને છેલ્લે ક, ચોથા પ્રવેશપત્રમાં દશ ખ અને છેલ્લે ક—એ રીતે આવશે.

ત્યારબાદ પાંચમા પ્રવેશપત્રમાં ૧૦ ક અને ૧ ખ, છઠામાં નવ ખ, દશમો ક, અને અગીયારમો ખ, સાતમામાં નવ ક અને છેલ્લા બે ખ તથા આઠમામાં અગીયાર ખ આવશે. આ રીતે આઠ પ્રવેશપત્રો ભરી શકો છો.

ત્રણ ભૂલમાં લાવવાને માટે આમ તો તમારે ૩૨ પ્રવેશપત્રો ભરવાં જોઇએ. પરંતુ અહીં આપેલા કોષ્ટક પ્રમાણે ભરવાથી ૧૬ પ્રવેશપત્રોમાં તમામ શબ્દો આવરી લઇ શકાય અને એ ૧૬ માંથી એક પ્રવેશપત્ર ત્રણ ભૂલ સુધીનું જ આવે. વળી તેમાં બે ભૂલ, એક ભૂલ કે બધા ખરાનો પણ સંભવ તો રહે જ.

કોષ્ટક

# વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૨ | ખ | ખ | ખ | ખ | ક | ક | ક | ક | ક | ક | ક |
| ૩ | ક | ક | ક | ક | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |
| ૪ | ખ | ખ | ક | ક | ક | ખ | ક | ખ | ખ | ખ | ખ |
| ૫ | ક | ક | ખ | ખ | ખ | ક | ખ | ક | ક | ક | ક |
| ૬ | ખ | ખ | ક | ક | ખ | ક | ખ | ક | ક | ક | ક |
| ૭ | ક | ક | ખ | ખ | ક | ખ | ક | ખ | ખ | ખ | ખ |
| ૮ | ક | ખ | ખ | ક | ખ | ક | ક | ક | ખ | ક | ખ |
| ૯ | ખ | ક | ક | ખ | ક | ખ | ખ | ખ | ક | ખ | ક |
| ૧૦ | ક | ખ | ક | ખ | ક | ક | ખ | ક | ખ | ક | ખ |
| ૧૧ | ખ | ક | ખ | ક | ખ | ખ | ક | ખ | ક | ખ | ક |
| ૧૨ | ક | ખ | ક | ખ | ખ | ખ | ક | ખ | ક | ખ | ક |
| ૧૩ | ખ | ક | ખ | ક | ક | ક | ખ | ક | ખ | ક | ખ |
| ૧૪ | ક | ખ | ખ | ક | ક | ખ | ખ | ખ | ક | ખ | ક |
| ૧૫ | ખ | ક | ક | ખ | ખ | ક | ક | ક | ખ | ક | ખ |
| ૧૬ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ | ખ |

જો બે ભૂલમાં તમારું એક પ્રવેશપત્ર લાવવું હોય તો ૬૪ પ્રવેશપત્રો ભરવાં પડશે. એટલે કે ૧૦ ચાવીઓવાળાં ૩૨ પ્રવેશપત્રોની સાથે ૧૧મી ચાવીનો ક અને તેવાં જ બીજાં ૩૨ પ્રવેશપત્રોની સાથે ખ વિભાગનો શબ્દ મૂકવો જોઈશે.

તે જ પ્રમાણે એક ભૂલમાં એક પ્રવેશપત્ર લાવવા માટે ૨૫૬ પ્રવેશપત્રો ભરવાં જોઈએ. એ પ્રવેશપત્રો કેવી રીતે ભરવાં એ તો તમે સમજી શકો છો. ૧૦ ચાવીઓનાં ૧૨૮ પ્રવેશપત્રોમાં ૧૧મી ચાવીનો ક અને તેવાં જ બીજાં ૧૨૮ પ્રવેશપત્રોમાં અગીયારમી

ચાવીનો ખ વિભાગનો શબ્દ મૂકી દેવાથી તૈયાર થયેલાં ૨૫૬ પ્રવેશ-પત્રોમાંથી એક પ્રવેશપત્ર કદાચ બધા ખરામાં આવવાનો સંભવ રહે અથવા એક ભૂલમાં તો જરૂર આવે.

તે જ રીતે બાર, તેર, ચૌદ કે ગમે તેટલી વિકલ્પ ચાવીઓ હોય તો દરેક ચાવીમાં આગલી ચાવી કરતાં બમણાં પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

જો કે એટલાં પ્રવેશપત્રો ભરવાની કોઇની તૈયારી ભાગ્યે જ હોય, અને જો કોઇ ગમે તેટલી સંખ્યામાં પ્રવેશપત્રો ભરવા ઇચ્છતા હોય તો તેને આટલે સુધી બરાબર સમજ્યા પછી વધુ વિકલ્પ ચાવીઓના શબ્દોને પરમ્યુટ કરવામાં કશી પણ મુશ્કેલી નડવાની નહિ. એટલે અહીં એ સંબંધમાં લંબાણ કરવાની કશી પણ જરૂર નથી.

## દર્શન ચૌદમું

### ત્રેવડા શબ્દો

કેટલીક ચાવીઓની રચના એવી હોય છે કે તેમાં બે કરતાં વધારે શબ્દો આપણને સૂઝે છે. શબ્દચોરસના કોઇ કોઇ ખાનામાં બે અક્ષરના શબ્દો હોય છે કે તેમાં એક અક્ષર આપ્યો હોય, બીજો અક્ષર મૂકીને શબ્દ બનાવવાનો હોય. ચાવીની રચના એવી હોય કે તેને લીધે સંખ્યાબંધ શબ્દો લાગૂ પડતા લાગતા હોય.

તે જ રીતે કોઇ કોઇ ચાવીમાં માથા વગરના શબ્દો બનાવવાના હોય છે. એટલે કે પહેલો અક્ષર ન હોય અને બીજો એક અક્ષર અથવા બીજો અને ત્રીજો બે અક્ષરો આપ્યા હોય.

દાખલા તરીકે પહેલો અક્ષર 'ના' આવ્યો છે, બીજું ખાનું ખાલી છે, એનો વિચાર કરતાં અનેક શબ્દો આપણને સૂઝે છે:

નાગ : નાક : નાર કે નારી : નાવ : નાકું : નાડી : નાભી : નારૂં : નાસ : નાતો : નાત : નામ : નાણું, વગેરે.

આવા અનેક શબ્દોમાંથી ચાવીની રચનાને અનુસરીને આપણે શબ્દો પસંદ કરવાના હોય છે.

તે જ રીતે પહેલો અક્ષર નથી આપ્યો, જ્યારે બીજો 'ણું' અક્ષર આપ્યો છે. તે માટેના શબ્દો જુઓ :

ગાણું : રોણું : દોણું : કાણું : ખાણું · પીણું : નાણું : ભાણું : ટાણું : દેણું : લેણું : વેણું : છાણું : આણું—તમે આખો શબ્દકોષ ઉથલાવો તો અનેક શબ્દો મળી આવશે.

એ જ રીતે : જમાવે : નમાવે : ખમાવે : શમાવે : સમાવે : ભમાવે : ગુમાવે : ધુમાવે, આદી શબ્દો થાય છે.

એક તરફથી આવા પુષ્કળ શબ્દો બનતા હોય, બીજી તરફથી ચાવીની રચના એવી હોય કે તેમાં વધારે શબ્દો લાગૂ પડતા હોય. એ વખતે આપણે મુંઝાઇ જઇએ છીએ. જો કે કોઇ પણ શબ્દચોરસ યા શબ્દવ્યૂહમાં એવી ચાવીઓ વધારે નથી હોતી, ગણી ગાંઠી જ હોય છે, પરંતુ હોય છે તો ખરી.

જ્યારે આવા પુષ્કળ શબ્દો ઉપસ્થિત થાય અને એ કરતાં વધારે શબ્દો ચાવીની રચનાને લાગુ પડતા ત્યારે એ ચાવીને માટે સામાન્ય રીતે ત્રમણાં પ્રવેશપત્રો ભરવાં જોઇએ. એટલે કે જો દરેકના બે શબ્દો થતા હોય તો એવી ત્રણ વિકલ્પ ચાવીઓના ૭ શબ્દોને પરમ્યુટ કરીને એક પ્રવેશ પત્ર બધા ખરામાં લાવવું હોય તો ૨×૨×૨=૮ પ્રવેશપત્રો ભરવાં જોઇએ, પરંતુ જો દરેક ચાવીના ત્રણ શબ્દો લાગતા હોય તો ત્રણ ચાવીઓના નવ શબ્દો થયા. એ નવ શબ્દોને પરમ્યુટ કરીને એક પ્રવેશપત્રને બધા ખરામાં લાવવું હોય તો ૩×૩×૩=૨૭ પ્રવેશપત્રો ભરવાં જોઇએ.

આપણે ત્રણ ચાવીઓ લઇએ.

(૧) લેણું : દેણું : નાણું :

(૨) દાની : માની : ધુની :

(૩) ધીર : વીર : પર :

આ નવ શબ્દોને હવે પરમ્યુટ કરો :

કોષ્ટક

# વિકલ્પ ચાવીઓ

| પ્ર. પત્ર | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| ૧ | લેણું | દાની | ધીર |
| ૨ | લેણું | માની | ધીર |
| ૩ | લેણું | ધૂની | ધીર |
| ૪ | લેણું | દાની | વીર |
| ૫ | લેણું | માની | વીર |
| ૬ | લેણું | ધૂની | વીર |
| ૭ | લેણું | દાની | પર |
| ૮ | લેણું | માની | પર |
| ૯ | લેણું | ધુની | પર |
| ૧૦ | દેણું | દાની | ધીર |
| ૧૧ | દેણું | માની | ધીર |
| ૧૨ | દેણું | ધૂની | ધીર |
| ૧૩ | દેણું | દાની | વીર |
| ૧૪ | દેણું | માની | વીર |
| ૧૫ | દેણું | ધૂની | વીર |
| ૧૬ | દેણું | દાની | પર |
| ૧૭ | દેણું | માની | પર |
| ૧૮ | દેણું | ધૂની | પર |
| ૧૯ | નાણું | દાની | ધીર |
| ૨૦ | નાણું | માની | ધીર |
| ૨૧ | નાણું | ધૂની | ધીર |
| ૨૨ | નાણું | દાની | વીર |
| ૨૩ | નાણું | માની | વીર |
| ૨૪ | નાણું | ધૂની | વીર |
| ૨૫ | નાણું | દાની | પર |
| ૨૬ | નાણું | માની | પર |
| ૨૭ | નાણું | ધૂની | પર |

આ રીતે ૨૭ પ્રવેશપત્રો માત્ર ત્રણ વિકલ્પ ચાવીઓમાં જ ભરવાં પડે. એ કદિ પણ હિતકારક નથી. એટલે જ્યારે આવા વધારે શબ્દો લાગૂ પડતા દેખાતા હોય ત્યારે એ ચાવીનો પૂરો વિચાર કરીને બનતાં સુધી તેમાંથી એક ચોક્કસ શબ્દ નિશ્ચિત કરી લેવો તે જ ઇષ્ટ છે.

ચાવીઓની રચનામાં એટલું જોયું છે કે જ્યારે બે શબ્દોવાળી ચાવી હોય છે ત્યારે ઘણી વાર એ બેમાંથી એક શબ્દને ચોક્કસ કરવાનું મુશ્કેલ બને છે, પરંતુ ત્રણ શબ્દો થતા હોય છે ત્યારે તેમાંથી એક શબ્દ ચાવીની રચનાને આધારે ઓછી મહેનતે ચોક્કસ થઇ શકે છે.

'જન્મભૂમિ' શબ્દવ્યૂહ ૩૧માં ઉભી ચાવી ૧લી જૂઓ : 'એ ઉન્નત અને ભવ્ય હોય તો આદમી સ્તબ્ધ બને છે.' તેમાં પ્રતિમા, પ્રતિજ્ઞા અને પ્રતિભા એમ ત્રણ શબ્દો સૂઝે છે, અને આડી ચાવી ૭માં '... ...વિહીન માણસનો સમાજમાં બોજ પડતો નથી.' આ સ્થળે માન, જ્ઞાન, ભાન શબ્દો લાગૂ પાડી શકાય છે. એને ઇન્ટર-લોકર કહી શકાય, અને વળી તે ત્રેવડો છે, પણ તેની ઉભી તથા આડી બેઉ ચાવીની રચના એવી છે કે તેમાંથી આપણે 'પ્રતિમા' તથા 'માન'ના બેલડાને ચોક્કસ કરી શકીએ છીએ.

બે શબ્દોવાળી ચાવીમાં ઘણી વાર એમ બનતું નથી, એ તો તમે જોયું હશે. એટલે તે વિષે વિશેષ ચર્ચા કરવાની જરૂર નથી.

એટલે મારો મત તો એવો છે કે જો કોઇ ત્રેવડા શબ્દવાળી ચાવી હોય તો તેમાંથી એક શબ્દ ચોક્કસ કરવો. પછી કદાચ તેમાં ભૂલ આવી જાય તો તેની બહુ ચિંતા ન કરવી. અથવા તો જો તેમાંથી બે શબ્દો વધારે ઠીક લાગતા હોય તો એ બે શબ્દો પસંદ કરવા પરંતુ ત્રણે શબ્દોને પ્રવેશપત્રોમાં જુદી જુદી રીતે ફેરવીને મુકવાનો મોહ કદિ પણ રાખવો નહિ. એમ કરવામાં એક તો પુષ્કળ પ્રવેસ-પત્રો ભરવાં પડે. અને જો થોડાં પ્રવેશપત્રોમાં એવો ફેરફાર કરો તો વધારે ભૂલો પડવાનો સંભવ રહે. એ હરીફને માટે કદિ પણ લાભકારક નથી.



# દર્શન ૧૫મું



## ઇન્ટરલોકર

ઇન્ટરલોકર કોને કહેવા તે અગાઉ હું સમજાવી ગયો છું. સામાન્ય રીતે એકજ અક્ષરના ફેરફારથી બે શબ્દોની ભૂલ પડતી હોય તેને ઇન્ટરલોક કહેવાય છે. જેમકે—

કટાક્ષ : ક્ષમા અને કટાર : રમા : અહીં ક્ષ અથવા ર એમાંથી ગમે તે એક શબ્દ મૂકવાથી પ્રવેશપત્રમાં બે ભૂલો પડે : સાચા ઉકેલમાં 'ક્ષ' મૂકયો હોય એટલે કટાક્ષ અને ક્ષમા થાય. તેને બદલે તમે 'ર' મૂકો તો કટાર અને રમા થાય. એ જ રીતે ખાતરી : રીસ અને ખાતર : રસ અથવા કાટ : પેટ અને કાચ : પેચ.

આવા શબ્દોમાં માત્ર એક જ અક્ષરના ફેરફારથી બે ભૂલો પડી જાય છે.

આવા ઇન્ટરલોકરમાં અક્ષર તો એક જ ફેરવવાનો હોય છે. એટલે જ્યારે તમે પ્રવેશપત્ર ભરો ત્યારે તમારે તેની એક જ વિકલ્પ ચાવીના હિસાબે ગણતરી કરવી. એમાં જો કદાચ ભૂલ પડી જશે તો એક ભૂલ વધારે પડશે. પરંતુ જો તમારૂં ' પરમ્યુટેશન ' સંપાદકના સાચા ઉકેલને સાનુકૂળ હશે તો તમે બે ભૂલમાંથી બચી જશો.

આવા ઇન્ટરલોકર વધુમાં વધુ ત્રણ કે ચાર હોય છે, પરંતુ અનુભવથી જણાયું છે કે તે માંહેના મોટા ભાગના ઇન્ટરલોકરની ચાવીઓની રચના બહુ જ સરલ હોય છે. જેમણે 'બહુરૂપી'નો શબ્દચોરસ ૧૭મો જોયો હશે તેમને ભાવ : વર અને ભાન : નર તથા રાજવટ : વન અને રાજપાટ : પાનના ઇન્ટરલોકરની ચાવીઓ ઉપરથી એ વિષયની ખાતરી થઇ ચૂકી હશે. તેની ચાવીઓની રચના જ એવી હતી કે તેને આધારે ભાવ : વર તથા રાજવટ : વન નિ:શંકપણે ચોક્કસ કરી શકાય.

તે જ રીતે 'જન્મભૂમિ' શબ્દવ્યૂહ ૩૭માં પણ પ્રતિમા : માન–પ્રતિજ્ઞા : જ્ઞાન–પ્રતિભા : ભાન તથા કાટ : પેટ–કાચ : પેચ :–એ બેની

ચાવીઓની રચનાને આધારે પ્રતિમા-માન અને કાટ-પેટ સહેલાઇથી નક્કી થઇ શકતા હતા.

એ રીતે જે ઇન્ટરલોકરની ચાવીઓ સરલ લાગતી હોય તે ઇન્ટરલોકરને તો ચોક્કસ (બેન્કર) રાખવા. તે સિવાય જે ઇન્ટરલોકરમાં શંકા જેવું લાગતું હોય તે ઇન્ટરલોકરનું જુથ બનાવવું. દાખલા તરીકે

## ઇન્ટરલોકર ચાવી

| પ્રવેશપત્ર | ૧ | ૨ |
|---|---|---|
| ૧ | જાન-નાદાન | સેવા-વાયકા |
| ૨ | જાર-નાદાર | સેવા-વાયકા |
| ૩ | જાન-નાદાન | સેના-નાયકા |
| ૪ | જાર-નાદાર | સેના-નાયકા |

હવે તમે પાંચ વિકલ્પ ચાવીઓ ફેરવીને એક ભૂલમા લાવવાને માટે આઠ પ્રવેશપત્રો ભર્યાં હોય. તેવાં આઠ-આઠ પ્રવેશપત્રોના ચાર જુથ બનાવો. પહેલા જુથમાં ઇન્ટરલોકર ચાવીનાં ઉપર જણાવેલા પહેલા પ્રવેશપત્ર પ્રમાણે શબ્દો મૂકો, બીજા જુથમાં બીજા પ્રવેશપત્ર પ્રમાણે, ત્રીજા જુથમાં ત્રીજા અને ચોથા જુથમાં ચોથા પ્રવેશપત્ર પ્રમાણે શબ્દો મૂકો. એટલે ૩૨ પ્રવેશપત્રોમાં પાંચ વિકલ્પ ચાવીઓ ઉપરાંત બે ઇન્ટરલોકર ચાવીઓનું તમે સાંગોપાંગ પરમ્યુટેશન કરીને એટલા પૂરતું એક પ્રવેશપત્રને વધુમાં વધુ એક ભૂલમાં લાવી શકશો.

જો કે મોટે ભાગે ઇન્ટરલોકરની ચાવીઓનો ઉકેલ સહેલો બને છે, કારણ કે તેમાં બે ચાવીઓનો વિચાર કરવાનો હોય છે, જ્યારે એકેક ભૂલ પાડનારી વિકલ્પ ચાવીઓ માંહેની કેટલીકમાં એવાં છમકાં હોય છે કે તેનો આપણે એકદમ તોડ લાવી શકતા નથી.

ઇન્ટરલોકરમાં આડી ચાવીથી શબ્દ સ્પષ્ટ થતો ન હોય તો તેની સાથે ઉભી ચાવી વિચારીએ એટલે માર્ગદર્શન થઇ જાય છે.

વિકલ્પમાં માત્ર એક જ ચાવીનો વિચાર કરીને શબ્દને નિશ્ચિત કરવાનો હોવાથી, એ ચાવી વિશેષ મુંઝવનારી બને છે.

એટલે હું પોતે તો બનતાં સુધી જેમાં વિકલ્પ ચાવીઓને પરમ્યુટ કરવાની હોય તે પ્રવેશપત્રોમાં બધા ઇન્ટરલોકર શબ્દોને નિશ્ચિત (એન્કર) કરીને મૂકવાના મતનો છું.

તે ઉપરાંત જો ઇન્ટરલોકર ફેરવવાની ઇચ્છા હોય તો એક ઇન્ટરલોકરને ચોક્કસ કરી ત્રણ ઇન્ટરલોકરને આઠ પ્રવેશપત્રોમાં આવરી લઉં. અને એ આઠ પ્રવેશપત્રોમાં કશો પણ ફેરફાર કર્યા વગર બીજી વિકલ્પ ચાવીઓના જે શબ્દો મને વધારે બંધ બેસતા અને ચોક્કસ લાગતા હોય તે શબ્દો દરેક પ્રવેશપત્રમાં મૂકી દઉં. એથી તે આઠ માંહેનું એક પ્રવેશપત્ર ઇન્ટરલોકરની જ ભૂલોથી રહીત બને અને તેમાં મૂકેલા વિકલ્પ ચાવીઓના શબ્દો સંપાદકના સાચા ઉકેલને અનુકૂળ હોય તો તે પ્રવેશપત્ર બધા ખરામાં આવી જાય. કદાચ એકાદ–બે શબ્દોમાં ફેર પડી જાય તો એકાદ–બે ભુલ આવે પણ ખરી.

આમાંથી જે માર્ગ પસંદ પડે તે તમે લઇ શકો છો.



## દર્શન સોળમું



### ઉપસંહાર

જેને આરંભ છે, તેનો ઉપસંહાર પણ હોવો જ જોઇએ–ચવો જ જોઇએ..

આપણે શબ્દચોરસની જુદી જુદી ચાવીઓનો વિચાર કરીને તે ચાવીઓના એકથી વધારે બંધ બેસતા લાગતા શબ્દોને જુદાં જુદાં પ્રવેશપત્રોમાં કેવી રીતે પરમ્યુટ કરવા તેનો અત્યારસુધીમાં વિચાર કરી ગયા. હવે તેનો ઉપસંહાર કરી લઇએ.

એકથી પંદર દર્શનમાં મારાથી બની શક્યું અને મારી બુદ્ધિ પહોંચી તે રીતે મેં માર્ગદર્શન કરાવવાનો યત્ન કર્યો છે. એ ધ્યાનપૂર્વક વાંચવાથી આપ સમજી શકશો. કેટલેક સ્થળે વધુ સ્પષ્ટતા કરવાને માટે લંબાણ પણ કરવું પડ્યું છે. ચાવીઓનો વિચાર કેવી રીતે કરવો, તે માંહેના સૂચક શબ્દોને કેવી રીતે ધ્યાનમાં લેવા એ પણ બતાવ્યું છે.

ચાવીઓમાં–' સાધારણ રીતે', ' વિશિષ્ટ', ' પણ', ' ઉર્મિશીળ', ' ખાસ કરીને ', 'મનાય છે ' અને એવા અનેક સૂચક શબ્દો મૂકવામાં આવે છે.

કઇ ચાવીમાં કયો શબ્દ સૂચક છે તે જો આપણે જાણી લઇએ તો ચાવીની રચના આપણે માટે એકદમ સહેલી બની જાય છે.

' એ ઉન્નત અને ભવ્ય હોય તો આદમી સ્તબ્ધ બને છે. ' આ ચાવીમાં ' ઉન્નત ' અને ' ભવ્ય ' તથા ' સ્તબ્ધ ' ત્રણ સૂચક શબ્દો છે. તેમાં પણ ' ઉન્નત ' તથા ' ભવ્ય 'નો વિશેષ વિચાર કરવાનો છે ' પ્રતિભા ' એટલે તેજ અથવા કાન્તિ કે શક્તિ. તેને ઉન્નત અને ભવ્ય ભાગ્યે જ કહી શકાય–ન જ કહી શકાય. પ્રતિભાની અંદર જ ભવ્યતાનો સમાવેશ થઇ જાય છે. અને ઉન્નત એટલે ઉંચી કાન્તિ તો ન જ કહી શકાય.

એ જ રીતે પ્રતિજ્ઞા સાથે પણ ઉન્નત અને ભવ્ય શબ્દો બંધ બેસતા નથી. પ્રતિજ્ઞા ભિષ્મ કે ભગીરથની માફક દૃઢ હોઇ શકે, ભીષણ હોઇ શકે. પણ તેની અંદર ભવ્યતાનો ભાવ સમાવિષ્ટ થઇ શકતો નથી. તેમ જ ' ઉન્નત 'ના અર્થમાં પ્રતિજ્ઞાનું કદ ઉંચું છે એમ પણ કહી શકાય નહિ.

હવે રહી ' પ્રતિમા.' તેનો વિચાર કરીએ. પ્રતિમા એટલે મૂર્તિ. તે ઉન્નત એટલે ઉંચી હોઈ શકે અને ભવ્ય એટલે ગૌરવશાળી, પ્રભાવશાળી પણ હોઇ શકે. અને એવી પ્રતિમા જોઇને આદમી

એટલે માણસ સ્તબ્ધ અને–આશ્ચર્યચકિત બની જાય એમાં કશી પણ નવાઇ નથી.

એ પ્રમાણે 'ફેરાર' તથા 'ભવ્ય' એ બે સૂચક શબ્દો આપણને પ્રતિમાની પ્રતીતિ કરાવે છે.

એ જ રીતે દરેક ચાવીનો વિચાર કરવાથી મોટે ભાગે તેમાં ભૂલ પડવાનો સંભવ રહેતો નથી. કેટલીક વાર તો ત્રણ કે ચાર સિવાય લગભગ તમામ વિકલ્પ ચાવીઓના શબ્દોને આપણે નિશ્ચિત કરી શકીએ.

અહીં એક બીજી બાબત તરફ હરીફોનું ધ્યાન ખેંચ્યા સિવાય રહી શકતો નથી.

કેટલાક હરીફોનો એવો સ્વભાવ હોય છે કે તેઓ જુદાં જુદાં પ્રવેશપત્રોમાં જુદા જુદા શબ્દો ફેરવીને મૂકે છે ખરા, પરંતુ તેમાં તેમની કોઇ પદ્ધતિ કિંવા ધોરણ હોતું નથી. એથી ચાવીઓને લાગૂ પડતા તમામ શબ્દો પ્રવેશપત્રોમાં મૂકયાનો પોતે આત્મસંતોષ લે છે; પરંતુ પ્રવેશપત્રોમાં એ શબ્દો એવી રીતે ગોઠવાયા હોય છે કે તેને લીધે ઓછી ભૂલો આવવાને બદલે ઉલટાની ચાર–પાંચ ભૂલો આવી જાય છે, અને તેથી તેઓ ઇનામ પ્રાપ્ત કરવાનો લાભ ગુમાવે છે.

એ કરતાં જો કોઇ ધોરણસર શબ્દો મૂકવામાં આવે તો તેમાં ઓછામાં ઓછી ભૂલ આવવાનો વધારે સંભવ છે.

કેટલાક હરીફો માત્ર એક અથવા ત્રણ પ્રવેશપત્રો કરતાં વધારે પ્રવેશપત્રો ભરવાં જ નહિ એવા મતના હોય છે. તેઓ માને છે કે એ પ્રમાણે કરવાથી કોઇ વાર નિશાન આબાદ લાગી જશે અને પોતે જે એક જ પ્રવેશપત્ર ભરેલું હોય તે પણ બધા ખરામાં આવી જશે!

આવી રીતે કોઇ વાર બનતું પણ હશે. તેની ના કહી શકાય નહિ. પરંતુ એને કાક–તાલીય ન્યાય કહેવાય. કાગડો બેસે અને તાડ પડી જાય એથી કાંઇ તાડની ઉપર કાગડો બેસવાને કારણે તે વૃક્ષ પડી ગયું છે એમ ન કહેવાય.

માટે એક જ પ્રવેશપત્ર ભરવાને બદલે તમે તથા તમારા કુટુંબીજનો અને મિત્રોની સીન્ડીકેટ બનાવીને જો કોઇ પદ્ધતિથી જુદી જુદી ચાવીઓના બધા શબ્દોને આવરી લઇ વધારે પ્રવેશપત્રો ભરો તો સામાન્ય રીતે તેમાં તમારે ગુમાવવાપણું ન રહે અને વળી સારા ઇનામની આશા પણ રાખી શકો.

પરંતુ એવી રીતે બધી ચાવીઓના શબ્દો નક્કી કરતા પહેલાં તમારે પુષ્કળ વિચાર કરવો જોઇએ. એટલું જ નહિ પણ શબ્દચોરસના ખાનામાં આપેલા અક્ષરને આધારે આડા કે ઉભા જેટલા શબ્દો થઇ શકતા હોય તે તમામ શબ્દો તમારે તપાસવા જોઇએ. એ શબ્દો એકદમ આપણને સ્મરણશક્તિને આધારે મળી આવતા નથી. એટલે તેને માટે કોઇ વિશ્વસનીય શબ્દકોશની સહાયની જરૂર છે.

ગુજરાતી ભાષામાં શબ્દકોશ આજસુધીમાં પુષ્કળ બહાર પડયા છે, પણ તેમાં ગુજરાત વિદ્યાપીઠનો 'સાર્થ જોડણીકોશ' પ્રામાણિક અને માન્ય ગણાય છે. એ કોશ જો તમારી પાસે હોય તો તે જરૂર ઉપયોગી થઇ પડશે.

જો કે બધા હરીફો પાસે એવો શબ્દકોશ હોતો નથી. તેવા હરીફોને શબ્દચોરસનો ઉકેલ દર્શાવનાર હરીફાઇનાં માર્ગદર્શક સામયિકો અને કવરો પણ ઉપયોગી બને છે.

આજસુધીમાં ગુજરાતી ભાષામાં એવાં પુષ્કળ સામયિકો અને કવરો નિકળ્યાં છે. તેમાંથી કેટલાંક બંધ થયાં છે, બીજાં ચાલે છે, કેટલાંક નવાં પણ નિકળતાં જાય છે.

તેના સંચાલકો શબ્દકોશ તપાસી, ચાવીઓનો વિચાર કરી વિકલ્પ શબ્દો તૈયાર કરી બતાવી આપે છે. ઉપરાંત તેઓ વિકલ્પ ચાવીઓ અને ઇન્ટરલોકર ચાવીઓની ચર્ચા કરીને પોતાના દૃષ્ટિબિન્દુથી વધારે સચોટ લાગતો શબ્દ દર્શાવે છે, કોઇ ચાવીમાં છટકું હોય તો તે પણ એઓ સૂચવે છે.

આવાં કેટલાંક કવરો અને સામયિકો મારા જોવામાં આવ્યાં છે. પરંતુ તેમાંથી કયાં કવરો વધારે ઉપયોગી બને તેમ છે અને કયાં કવરો બિનઉપયોગી ઠરે છે તેનો નિર્ણય મારાથી આપી ન શકાય-કોઈ પણ આપી ન શકે. દરેક કવરના સંચાલકમાં કાંઇ ને કાંઇ ખૂબી તો જરૂર હોય જ છે. તેમ જ કોઇ પણ શબ્દવ્યૂહની ચર્ચામાં દરેક કવરના અભિપ્રાય એક સરખા નથી હોતા. અમુક અમુક શબ્દોમાં તેમની વચ્ચે મતભેદ દેખાય છે. પણ એક વાત ચોક્કસ છે કે તેઓ હરીફો સમક્ષ બધા શબ્દો તૈયાર કરીને મૂકે છે, એટલે હરીફોને શબ્દકોશ ફેંદવાની માથાકુટ રહેતી નથી, અને જેમની પાસે શબ્દકોશ ન હોય તેમને પણ આ રીતે શબ્દો મળી આવે છે.

અને બધાં કવરો જોયા પછી હરીફો કાંઇ તેમની જ સલાહ પ્રમાણે પ્રવેશપત્રોમાં શબ્દો મૂકે છે એવું નથી બનતું. હરીફોને પોતાને પણ મગજ છે, બુદ્ધિ છે, એટલે તેઓ કવરોની ચર્ચા વાંચે છે, શબ્દો તપાસે છે, પોતાની બુદ્ધિની કસોટી પર આંકી જૂએ છે. છેવટે પોતાને ખાત્રી થાય છે ત્યારપછી જ શબ્દો નક્કી કરે છે. છતાં એ કવરો તેમને ઉપયોગી અને સહાયક બને છે, કેટલીક વાર લાભકર્તા પણ નીવડે છે તેની ના કહી શકાશે નહિ.

હવે મારે વિશેષ કશું કહેવાનું નથી. મેં જુદાં જુદાં દર્શનોમાં જે કોષ્ટકો આપ્યાં છે તે બધાં અનુભવી જોયાં છે, મારી બુદ્ધથી કસી જોયાં છે, તેની ચકાસણી બરાબર કરી જોઇ છે, તે કોષ્ટકોની મદદ અમારી સીન્ડીકેટને લાભકારક બની છે. અને તેથી જ હું તે આપની સમક્ષ ધરવાને પ્રેરાયો છું. આપ તેનો લાભ ઉઠાવી, સારૂં ઇનામ મેળવવાને ભાગ્યશાળી બનો એમ અંતરથી ઇચ્છું છું.

સંપૂર્ણ